# જગતસિંહ નાટક.





કર્તા

બાપુભાઈ દહાનદાસ

કેમિકલઆર્ટ-ભુલેશ્વર

મુંબાઈ.

# જગતસિંહ નાટક.

લેખક તથા પ્રકાશક,
બાલુભાઇ કહાનદાસ મણિઆર,
કેમિકલ સ્ટ્રીટ—ભૂલેશ્વર-મુંબાઇ.

—x—x—

આવૃત્તિ ૧ લી.     પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૬.     સને ૧૯૨૦.



આ પુસ્તક,
અમદાવાદ. ધી ' યુનિયન ' પ્રિ. પ્રેસ, કંપની લીમીટેડમાં
મોતીલાલ સામળદાસે છાપ્યું.

મૂલ્ય દોઢ રૂપીઓ.

અરે તુટ્યા શું આમ, અચાનક હેવી ખડગો;
મમ સુખ કરવા નાશ, વ્યોમ જ્વાળાનો ભડકો.

જુવો જુવો ખેંચાય, હૃદય જીવન આ માહારૂં;
પ્રભુ પદ શરણે જવા, ચઢ્યું વૈમાન વિચારૂં.

---

જીવનદોરી માહરી, હ્હતી મુકી વિશ્વમા !
તે સાથે સર્વે સુખો, જીવ્યા નાણું સાર્થક.

---

જીવું છું જીવવા નહીં, જીવું છું જીવ કાજ હું;
તરૂણી તારા ઋણ તણો, ક્યારે ઉતારીશ ભાર હું.

---

દેવ ગયા મંદિર થકી, દિનકર ગયા દિદાર;
ભર દરિયે ગઇ નાવિકા, કેમ ઉતરવું પાર.

## અખંડ સૌભાગ્યવતા સ્વર્ગવાસી સમૃતબાઈ

તે ધોલેરાના નામાંકિત નાગરિક છગનલાલ ઉર્ફે નાનાભાઈ ગોવિંદજી ઝવેરના
કુળ દીપક પુત્રી અને આ પુસ્તકના લેખક બાલુભાઈ કહાનદાસના
પવિત્ર અને ચારિત્ર્યવાન ધર્મપત્ની.



| જન્મ | લગ્ન | સ્વર્ગવાસ |
|---|---|---|
| સં. ૧૯૪૦ | ૧૯૫૪ | ૧૯૭૪ |

# अर्पण पत्रिका.

—×✳✳×—

## अखंड सौभाग्य स्वर्गवासी अने माहारा परमप्रिय धर्मपत्नी.

જ્યારે દુનિયા ઉપરથી દિનકર અસ્ત પામે ત્યારે વિશ્વમાં અંધકાર વ્યાપી જાય છે, જગતનો લોકવ્યહવાર તેવે વખતે ગમે તેવા પ્રકાશવાળા દિવાવડે ચલાવવામાં આવે છે, છતાં પણ તે સમયનું જીવન કાંઇ દિવસની ગતીને પામી શકતું નથી. ગમે તેવી ઉજ્વળ અને તેજોમય પણ રાત્રીનો રાત્રીજ ગણાય છે. તેજ પ્રમાણે માહારા હૃદય જીવંનને પોષણ આપનાર, માહારી જરૂરિયાતોને સમજનાર, માહારી સાક્ષાત લક્ષ્મી અને સદ્‌ગુણની સુંદર પ્રતિમા કે જેની પાસેથી અગાધ બુદ્ધિના અસામાન્ય અને પ્રસંશનિય ઉદ્‌ગારો મેં સાંભળ્યા છે, આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી સમય સૂચકતા દક્ષતા અને અદ્વિતીય ઉદારતા મેં જોઇ છે; ક્ષમા અને કઠિન પ્રસંગોમા વિર વનિતાને છાજે તેવું ધૈર્ય જેની પાસેથી અનુભવ્યું છે, ગમે તેવી મુસ્કેલીના સમયમાં પણ પરોપકાર વૃત્તીનો લોપ થયો નથી તેમજ અવિશ્રાંત શ્રમપૂર્વકના વિવેક પ્રવાહ વડે જેણીએ પોતાનું યશસ્વી સ્મર્ણ સદાને માટે સુસ્થાપિત કરેલું છે. તેમજ પોતાના શુદ્ધ હૃદયની સામાન્ય લાગણીના પ્રોત્સાહનવાળા આદર્શજીવંન વડે પ્રાતઃ સ્મર્ણીય માતપિતા અને માહારા કુટુંબની કીર્તિનો અર્ક પ્રકાશીત કિધો છે તેવા માહારા જીવંન ચૈતન્ય સમાન પત્નીના સ્વર્ગવાસ પછીનું માહારૂં જીવંન સૂર્ય વિનાની સૃષ્ટિ અને દેવ રત્નાના મંદિર સમાન હોવા છતાં શરિર વૃક્ષની ડાળિયો તરફના મોહનું બંધન છૂટતું નથી.

આર્ય વનીતાઓને અહોનિશ વંદનિય એવા આર્ય ધર્મના ઉંચ આશયો સત્ય સિદ્ધાંતો, આદરણિય અને અનુકરણિય એવા નિયમો ઇત્યાદિ શ્રેષ્ઠ એવા માહારા દૈવી પત્નીના સ્વર્ગવાસથી માહારા દુઃખી જીવંનને વિશ્વના વિલાસ વૈભવ કે શાંતીના બગિચાની એક પણ લહેર સ્પર્શ કરી શકે તેમ તો નથી જ છતાં પણ તેણીની પાદુકાના રજ પ્રવેશથી સ્વર્ગની શોભામાં તો વૃદ્ધિ થઇ જ હશે. તેવા દૈવી પત્નીની સ્મર્ણાર્થે આ નિશ્ચયાત્મક અડગ પ્રેમ અને પવિત્રતાની વજ્ર લેપન પરિસિમાઓથી ભરેલું પુસ્તક અર્પણ કરી સંતોષ પામુ છું.

વિરહી

**બાલુભાઈ કહાનદાસ.**

# ભૂમીકા.

---

અસલ બંગાળી નોવેલનો અનુવાદ જ્યારે ગુજરાતી ભાષામાં માહારા જોવામાં આવ્યો ત્યારે તેમા શુદ્ધ પ્રેમ અને ઉચ્ચકોટીની પવિત્રતા મુખ્ય હોવા ઉપરાંત વિશુદ્ધ સ્નેહના સુંદર મિલન, વિરતા, ધૈર્યતા અને ઉચ્ચ ઈન્સાફના નમુનાઓનો સમાવેશ હોવાથી આવા પ્રયોગો નાટક રૂપે ભજવાયતો ભાવી પ્રજાને લાભદાયક નિવડે આવા વિચારથી લેખની કદર કરી મેં તેને માહારો માલેકીનો બનાવી કબજામાં લીધો, કેટલોએક ભાગ કાહાડી નાંખ્યો અને કેટલોએક નવો પણ ઉમેર્યો તેમજ નોવેલના આકારમાંથી નાટકના સ્વરૂપમાં તેનું રૂપાંતર પણ કરવું પડયું.

અમુક અમુક પ્રવેશની પાછળ કટકે કટકે ફારસના ભાગ તરીકેના પ્રવેશો માટે કલ્પનાથી ઉપજાવી કાહાડેલી એક કૃપણની કાંહાંણીનો વિષય પણ દાખલ કિધેલો છે.

આ નાટકમાં ગાયનો મુકેલા નથી કારણકે તે કામ જે કંપની આ નાટક ભજવવાનો હક્ક પ્રાપ્ત કરશે તે કંપની સમયાનુસાર રાગણીઓના ગાયનો પોતાની મરજી પ્રમાણે બનાવી લેશે.

મુંબઈ તા. ૧૧ સપટેંબર ૧૯૨૦.
લી. બાલુભાઈ કહાનદાસ.

---

# જગતસિંહ નાટક.

## મંગળાચરણ.

ૐ સચ્ચિદાનંદ જગતના વંદ્ય વિશ્વના સ્વામિ;
વંદુ હું વારંવાર ચરણ શિર નામી. ૐ—

બ્રહ્મા વિષ્ણુ વિશ્વેશ રૂદ્ર મા હેશ સર્વ છો પોતે;
સચરાચર ત્રિભુવન નાથ પંચ મહા જ્યોતે. ૐ—

રહો અખિલ વિશ્વના નાથ કાર્ય સંગાથ વાર કરવાને;
પૂરણ પુરૂષોત્તમ બ્રહ્મ વિઘ્ન હરવાને. ૐ—

તમે જૂવો આર્યનો દેશ બન્યા શા વેશ કૃપાની દ્રષ્ટિ;
વરદા સુખદા દાતાર પ્રેમની વૃષ્ટિ. ૐ—

સૂત્રધાર—સૌંદર્ય દેવિ ! આજે અત્રે પધારેલા આ સ્વદેશાભિમાની સદગુણિ અને સુનીતિના શ્રેયસ્કર માર્ગ પર ગમન કરવાની ઇચ્છા રાખનારા આ પ્રેક્ષક સમૂહની સામે તું જો ! તેમાં બિરાજેલા સજ્જન નર નારીઓ આપણા કાર્યની કદર કરી ઇન્સાફ આપવાને માટે અત્રે પધારેલા છે તે સર્વે સ્ત્રી પુરૂષોનાં મુખા-

વિંદ ઉપર વિનય, ન્યાય, નીતિ, ધર્મ, પરોપકાર અને સદાચારની સ્પષ્ટ છાંયા છવાએલી માલુમ પડે છે. એમનાં હૃદય પવિત્ર ઉત્સાહી, અને દેશભક્તિના અંકુરોથી ભરપૂર ભરેલા છે. આવા ઉત્તમ સમાજને આનંદ આપવા, તેમના ઉચ્ચ વિચારો અને સ્વર્ગીય આદર્શોને પોષવા આપણે કયો એવો ઉત્તમ પ્રયોગ ભજવીએ કે જેથી સર્વના હૃદય સાગરમાં નિર્દોષ આનંદની છોળો પ્રાપ્ત થાય?

નટી—પ્રાણેશ, આપ કહો છો તે સત્ય છે પરંતુ વર્તમાન સમયમાં નાટ્ય કળાની ઘણીજ અધોગતિ થએલી છે. પચાસ વર્ષ પૂર્વે રંગભૂમિ ઉપરના પ્રયોગો ન્યાય, નીતિ, ધર્મ અને આનંદના અભિનયો પૂરા પાડનારા હતા; અને જે પછી આ પ્રવાહને ઉન્નતિના પ્રદેશમાં ચઢાવવાનો મહા પ્રયાસ કાઠિઆવાડ નિવાસી કવિ વાઘજીભાઈ આશારામે કરેલો અને તે સફળ પણ થયેલો હતો; પરંતુ, ત્યાર પછી કાળે કરીને સાંપ્રત-સમયમાં રંગભૂમિઉપર ભજવાતા પ્રયોગોનું વહન બદલાયું અને તે એકજ દિશાએ વહેવા લાગ્યું છે. પાત્રના ચરિત્રોનો વિચાર કર્યા વિના કે પ્રજાના ભવિષ્યની દરકાર વિના જોખમ ભરેલો સ્ત્રીપાઠ કરનાર ખેલાડી આંખના કાતિલ ઇશારાથી નબળા મગજના યુવકોને વિહવળ કરનારૂં આ આકર્ષણ જમાનાને અધોગતીએ ઉતારી પાડનારૂં હોવા છતાં એક જાતની ઉત્તમતા માનવામાં આવે અને એથી પણ વધારે દિલગીર થવાનું એ છે કે, હવે તો એવા વિકારી અભિનયને પ્રેક્ષકો તાળીથી વધાવી પણ લે છે. પ્રેમ દર્શનના પ્રસંગે મર્યાદા કે લજ્જા શું છે?

તેનું નાયક નાયિકાને ભાનજ હોતું નથી. અવિનયી આલિંગન જેને શૃંગાર નહિં પણ બિભત્સ રસની ઉપમા આપી શકાય તેવા હાવભાવો જેને યુવાન હૃદયોપર અનુચિત સંસ્કાર પાડનારા ગણાવા જોઇએ એવા અભિનયો એ વર્તમાન રંગભૂમિની શિષ્ટતા છે, એવા બિભત્સ અભિનયને અસંસ્કૃત પ્રેક્ષકો 'વન્સ–મોર'નો ખિતાબ આપી સાતમે આસમાને ચઢાવે છે અને જેનું પરિણામ ભાવિ પ્રજાના ઉચ્છેદ વિના બીજું હોઇ શકે જ નહિં. આવી વસ્તુસ્થિતિ હોવાથી મને ભય લાગે છે કે વિર, શૃંગાર, કરૂણા અને શાંત આદિ રસથી ભરપૂર, પવિત્ર પ્રેમ, શુદ્ધ ન્યાય, અને નીતિના આદર્શ રૂપ વજ્રલેપ જેવા મનોનિગ્રહ માટે પવિત્રતાના શિખરની ટોચ ઉપર જેની ઉત્તમ તારિફના ગીતો ગવાય તેવા ચારિત્ર બળવાળા પ્રયોગને મર્યાદા સહિત ભજવતાં વખતે યશસ્વી નિવડી નહિં શકાય.

સૂત્રધાર—દેવિ ! આવી શંકા કરવાની કશી જરૂર નથી. એ વિષે મેં પ્રથમથીજ વિચાર કર્યો હતો. આ દોષ નાટય શાસ્ત્રોનો નથી તેમજ તેને ભજવનારા પાત્રોનો પણ નથી. ભજવનારા તો બિચારા બિલોરી કાચનાં વાસણ સમાન છે. તેમાં જેવો રંગ ભરો તેવો દેખાય, વળી આ દોષને પ્રેક્ષકો પોષે છે એમ માનો તેમની અવગણના કરવી એ પણ યોગ્ય નથી. પરંતુ એ દોષ તેનો છે કે જેઓ પોતાના સદ્ધર્મનો, કર્તવ્યનો કે ભાવિ પ્રજાનો વિચાર કર્યા વિના પોતાના પાપી પેટને ખાતર, મોજ મજાને ખાતર, રિદ્ધિ સિદ્ધિની લાલસાને ખાતર ગમે તેવા બિભત્સ વાક્યો પાત્રના મોંમા મૂકી નાટકને નીતિની નિશાળ ગણાવાનું

બંધ કરી બદ્દીના બાકેસની ઉપમા અપાવે છે તેનો છે. પ્રજાની નીતિ જો બગડી હોય, પ્રજાની અભિરૂચિ અવિનયી યાને વિકારી ભાવો તરફ વળી હોય તો તે નાટકાચાર્યોના અવિચારી કર્તવ્યોનેજ આભારિ છે. એ સ્વાર્થના પુજારીઓ મતલબમાં અંધ બની નબળા હૃદયની પ્રજા ઉપર પોતાના કાર્યની કેવી કમકમાવનારી અસર થશે તેનો ખ્યાલ કરતા નથી, તેઓ ભાવિ પ્રજાના વિઘાતકો, દેશના દ્રોહીઓ અને અધમમાં અધમ પાપીઓ છે. આ મનુષ્ય દેહ પરમાત્માની પૂર્ણ કૃપાથી ભવસિંધુ પાર ઉતરવાને માટેજ નિર્માણ થયો છે. આ પંચતત્વનું પારસમણિ ! જેનું કર્તવ્ય શ્રેયકર સદાચાર પવિત્ર અને સ્વર્ગીય જીવનથી ભવાટવીના ભયને મુક્ત કરવાનું છે નાટકના સૂત્રધારનો ધર્મ છે કે તેણે પોતાના કર્તવ્યને પરિણામે અનુકરણ કરનારાઓ અધોગતિના ઉંડા ખાડામાં ફેંકાઇ જશે કે કેમ, તેનો વિચાર આજીવિકાના વિચાર કરતાં વધારે સખતાઇથી કરવાનો છે તેને ભૂલી જઇ ક્ષુલ્લક સ્વાર્થને માટે સમગ્ર દેશના ભાવિની દરકાર કરવાની જેને ઇચ્છા ન હોય તેને તેમ કરવા દો ? ' દુનીઆ ઝુક્તી હય ઝુકાનેવાલા ચાહિયે ' આ લોકની કહેવત તદન ખરી છે. લેખકો, વક્તાઓ અને નાટકના આચાર્યો જેઓને પ્રભુએ પોતાની દૈવિ શક્તિનું દાન કર્યું છે તેનો સદુપયોગ કરી પોતાના જીવનને સાફલ્ય કરવા સાથે પ્રજાના ભવિષ્યને ઉજ્વળ કરવા પ્રથમ પ્રયાસ કરવો જોઇએ. જો ઉપર પ્રમાણે રંગભૂમિ ઉપરના પ્રયોગોદ્વારા પ્રજાના જીવનને પ્રોત્સાહન મળે તો આદર્શોની ભૂમિકા

સ્વર્ગીય બનવા સાથે, પ્રજામાં સ્વદેશાભિમાન, પવિત્રતા અને પિતૃભક્તિનો જુસ્સો પેદા થાય, આ સંકટમાં દટાઇ રહેલા ભારત વર્ષમાં ઠામઠામ ઐક્યતા અને બંધુત્વ પ્રેમના કિરણો પ્રકાશવા પામે એવા નાટકો રચી રચાવી પ્રજાની ભાવના ઉન્નત કરે તો નાટકના આચાર્યો સમાજના ખરા સુધારક થઇ આખા દેશમાં માન સહિત દેવની માફક પૂજાય, એટલુંજ નહિં પરંતુ તેઓ પોતાની ખૂબિથી પ્રેક્ષકોના મન-રંજન કરી લોકોને પિતૃભક્ત, દેશભક્ત અને રાજ્યભક્ત પણ બનાવી શકે.

પ્રિયા વળી તમારૂ કહેવું એમ પણ છે કે, વિકારી અભિનયને લોકો વધાવી લે છે; પરંતુ સુસંસ્કારી પ્રેક્ષકોના તરફથી તેવું કદી હોતુંજ નથી. એ તો, ઉચ્છંકળ વૃત્તિને સ્વતંત્રતા કહેનારા, સહનશિલતા અને નમ્રતાને દાસત્વપણું તેમજ ગુલામગીરી કહી વગોવનારા તથા અમર્યાદિત વિકારી હાવભાવને પ્રેમ કહેનારાઓ તેવાઓ તરફની હોયછે. અવિચારી અને અજ્ઞાનીઓને શ્રેષ્ઠતાની ભૂમિ પર દોરવાનું કામજ નાટકના લેખકોનું છે. જુવાનીના તાનમાં ઉદ્ધત બનેલા નબળા હૃદયોના હલકા સંસ્કારનો લાભ લઈ પોતાના સ્વાર્થને માટે તેમને ક્ષુદ્રમાં ક્ષુદ્ર સ્થિતિએ જવા દેવા તેના જેવું ધિક્કારને પાત્ર કામ બીજું શું હોઇ શકે ? કર્તવ્ય શું ? મનુષ્યત્વ શું ? એ પ્રથમ જાણવાની, સમજવાની તથા સમજીને આચારમાં મૂકવાની પહેલી ફરજ લેખકોએ ભૂલી જવી નહિં જોઇએ. પ્રજાના ઉપદેશક બની બહાર આવવું એ બહુ સહેલું છે પણ પોતાના કર્તવ્યનું ફળ અને જવાબદારી સમજવી એ બહુ જ મુશ્કેલ છે.

લલિત વદને ! મારી ખાત્રી છે કે આપણા લેખકો જો પોતાનું

કર્તવ્ય બરાબર સમજે તો આ હતભાગી ભારત માતાની આજેજ ઉન્નતિ થાય અને ભારતનો અસ્ત પામેલો ઉન્નતિનો અર્ક ઉદય થવા પામે. જ્યારે એ દિવસ આવશે ત્યારે આર્યભૂમિ પર સ્વર્ગની શ્રેષ્ઠતા પુનઃ પ્રાપ્ત થયા વિના રહેવાની નથી. પ્રિયા ! સમય ઘણો થઈ ગયો છે માટે અશ્રદ્ધા મૂકી દે કારણ કે સત્ય અને ધર્મનો હંમેશાં વિજય જ હોય છે. આ જગતના સ્વીકારેલાં સિદ્ધાંતનો સ્વીકાર કર. આપણે સદ્ધર્મ, સુનીતિ અને સદાચારને માર્ગે પ્રયાણ કરવા ચાહિયે છીએ. મારી ઇચ્છાછે કે આજે અંબર નરેશ, મહારાજા માનસિંહના પુત્ર જગતસિંહનો નાટક ભજવી પ્રેક્ષકોના મનરંજન કરીએ. સમય ઘણો થઈ ગયો છે માટે એક ગાયન ગા પછી પ્રયોગનો પ્રારંભ કરીએ.

**નટી**—સ્વામિનાથ, મને તો આપણા દેશ ઉપર પૂર્વે થઈ ગએલા શાણા, શૂરા, ભોળા, દયાળુ, સતિ શિયળ રક્ષક અને સ્વદેશ પ્રેમી પુરૂષોના સ્મરણનું ગાયન ગાઉં એવી ઇચ્છા થાય છે.

**સૂત્રધાર**—વ્હાલી, ઘણું ઉત્તમ; પ્રેક્ષકોને તે બહુ જ મનોહર લાગશે.

**ગાયન.**

ધારિ શૌર્ય ચિત્ત, કર્યું દેશનું ઉચિત્ત;
અમર એવા વિર નરોની કીર્તિ પ્રકાશિત. ધારિ—
કરૂણાકારિ, અસુરારિ, જગદાતા રઘુવિર;
ભર્તુદ્ધારી, દયા દિલધારી, સુખદાતા સુધિર. ધારિ—
પૂર્ણ પ્રતાપી. દૈત્ય દળ કાપી, પાપી પાડયા અપાર;
સતિસત્ રક્ષણ, કરણ વિચિક્ષણ, લક્ષ્મણ દુઃખ હરનાર; ધારિ—
સૂર સાક્ષાત્ વિશ્વવિખ્યાત, લવકુશ સિતાના સુત;
યુદ્ધ મચાવ્યું, શૂર દર્શાવ્યું, પરાક્રમી અદ્દભૂત. ધારિ—

સતિ તારામતિ કેરા પતિ, હરિશ્ચંદ્ર શૂરા;
સહિ વિટંબના, પાળી પ્રતિજ્ઞા, સત્યવાદી પૂરા. ધારિ—

કર્યો અપાર, દૈત્ય સંહાર, દેવકીજી નંદન;
નિહાળી દુઃખી, કિધાં સુખી, પ્રીતે કરૂં વંદન. ધારિ—

મહારાજ યુધિષ્ઠર, ધર્મ ધુરંધર, કુંતિ કેરા બાળ;
રિપુ સૈન્ય હણે, રહી રંગે, જરાસંઘ શિશુપાળ. ધારિ—

કરી શૌર્ય પ્રકાશ, કૌરવ નાશ, કિધો પાંડવ ભૂપ;
ગદા ધારી, બાણાવળી, ભિમ, અર્જુન અનુપ. ધારિ—

ભય ભંજન ભારી, પરોપકારી, દિપાવ્યું ધર્માસન;
વિક્રમાદિત્ય, સુખ સૂર્ય નિત્ય, શિકારી શાલીવાહન. ધારિ—

વનરાજથી અધિક વનરાજ, જયશિખરી નૃપનંદ;
કિધી આબાદી, સ્થાપી ગાદી, જીતી ભુવડ પ્રચંડ. ધારિ—

ભિમ બાણાવળી, ભૂપ સોલંકી, કર્ણસુત સિદ્ધરાજ;
પ્રજા દુઃખ હરતા, પ્રેમ સમરતા, ઉચિત અતિ શુભકાજ. ધારિ—

શરણાંગત પ્રતિપાળ, દીનદયાળ, પૃથ્વિરાજ મહારાજ;
સંયુક્તા-શ્યામ, શૂરવિર મહાન, ચોહાણ પતિ શિરતાજ. ધારિ—

પવિત્ર અતિ, પ્રજા પતિ, સમરસિંહ રાણા;
ચિતોડ સ્વામિ, સુયશનામી, જણાયા જગ શાણા. ધારિ—

સ્વધર્માનુસારે, સદાચારે, સ્વદેશાભિમાની વિશેષ;
સુનીતિ સંગી, વિજય ઉમંગિ, થયા અનેક નરેશ. ધારિ—

---

# અંક પહેલો.

—— :o: ——

## પ્રવેશ પહેલો.

**સ્થળ**—મંદારણ ગઢનો રાજ્યમહેલ.

**પાત્ર**—જગતસિંહ પાછળથી દુતનું પ્રવેશ કરવું અને પછી ત્રિલોત્તમા.

**જગતસિંહ**— ત્રિલોત્તમાનો પ્રેમ, ત્રિલોત્તમાનું શરિર તેની બુદ્ધિ અને દિવ્ય શકતીઓ મને સ્વર્ગની સિમા બતાવે છે.

### ત્રોટકની ચાલ.

પ્રેમપરાગતણા રસનો, રસભોગી રંમુ પ્રિયના રસમાં;
તનને તનથી મનને મનમાં, સસુગંધી સુબાગ સુહાગ રંમા. ૧
નથી પ્રિય મયુર મધુકરના, વળિ કોકિલ કંઠતણા સ્વરના;
હૃદયેશ્વરીનો સ્વર ક્યાં ન મળે, મળે જ્યાંથી સુઅમૃતના ઝરણા. ૨
મમ માનુનીના તન હાથતણી, કટિ સાથ વળિ ભન્રી ભેટ રમા;
પ્રસરિ પુર તાલ ત્રષ્યા ઉરથી, રતિરંગ સુસંગ તણિજ તમા. ૩
સદને સરતાં વદને વદતાં, વળિ નેત્રથી નેત્ર હસી રમતાં;
ધરિ હાથ ગળે ભરી બાથ ભન્રી, વળિ કેશ કપાલ બહુ ગમતા. ૪
કરતાં અધરામૃત પાન અને, ગૃહતાં ઉર સ્થાંન ન ભાન રહ્યું;
મળિયાં પછી કોમલ કોમલ જ્યાં, રતિરંગ સુઅંગ રહે ન ગ્રહ્યું. ૫
બાળા બાહવરી હું વિણ જે રડતિ, લુછું નેત્ર તણા જળ મોતી સમા;
ભામા ભાન ભુલી ભટકે વિરહે, છતિ પ્રેમ તણી નિરખી પ્રિયમાં. ૬

આવી સુર લોકની સુંદરીનો અચાનક મેળાપ તેનુંજ નામ પ્રભુ કૃપા મારા જેવો સદ્દભાગ્યશાળી બીજો કોણ હશે? અરે પણ પેલું કોણ આવે છે?

( દુત પ્રવેશ કરેછે ) કૃપાનાથ, મહારાજા માનસિંહ ધારકેશ્વર તરફથી છાવણી ઉપાડી ચાલતા થયા છે અને તેના સમાચાર હું આપને નિવેદન કરવાને આવ્યો છું.

જગતસિંહ—શું ! મહારાજાએ મને મુલાકાત માટે પણ ય નહિ કર્યો !

દુત અમોએ તે માટે નમ્રતા પૂર્વક મહારાજાને અરજ કરી પરંતુ અમારી સામે ક્રોધયુક્ત તિરસ્કારનો વર્સાદ વરસાવ્યો અને મને ભય લાગે છે કે મહારાજાના હૃદયમાં આપ નામદારના ગમે તે કાર્યને માટે પણ ક્રોધની જ્વાળા વ્યાપી રહી હોય તેવું લાગે છે,

જગતસિંહ—મહારાજા માનસિંહનો ક્રોધ અગર કૃપા પ્રાપ્ત થતાં બહુજ વિલંબ થાય છે પરંતુ જો તેવો વખત આવી પહોંચે તો તે વખત પરિણામ વિના ખાલી કદિ પણ જઇ શકતો નથી. આ નિર્ણયાત્મક બાબત હોવાથી આફત આવશે એ તો ખચિતજ છે, જેવાં ભાવિ ! તમે છાવણી તરફ જાઓ અને હું મારી પરમપ્રિય ત્રિલોત્તમાને મળીને તમારી પાસે આવું છું. ( દુત જાય છે. )

જગતસિંહ—ઇશ્વરના અદ્‌ભુત બનાવની કલ્પના કોણ કરી શક્યું છે? ક્યાં શત્રુના પ્રહારથી મોતના મોઝા ઉછળતા હતા. ત્યાં ત્રિલો-

તમાનો આનંદ, અને તેજ પળે મહારાજાના ક્રોધના સમાચાર ! મહારાજા મને પોતાનો પુત્ર ધારી મારો ગુન્હો માફ કરે તેતો કદિ બનેજ નહિ; વળી મહારાજાની શિક્ષા તે પણ સાધારણ કદિ હોતીજ નથી. પ્રભુ! પરિણામ શું આવશે તેને માટે ભયંકર કલ્પનાઓ પેદા થાય છે. અરે ! પણ ત્રિલોત્તમા કયાં છે ? ( ત્રિલોત્તમાને બોલાવે છે. ) ત્રિલોત્તમા ! (ત્રિલોત્તમાં પ્રવેશ કરેછે).

**ત્રિલોત્તમા**—કેમ નાથ ! શું વિચારમાં છો ?

**જગતસિંહ**—કંઇ નહિ પ્રિયા ! આ અસ્તાચળમાં ચાલી જતા દિનમણિના સુવર્ણ રંગીત કિરણોથી વિભૂષિત થએલી સંધ્યાના સૌંદર્યમાં તમારા લાવણ્યમય આગમનથી કેવી અધિક ઉજ્વળ શોભા જણાવા લાગી છે તેજ આનંદના વિચારમાં છું. માહારી પ્રિયા—

**ત્રિલોત્તમા**—કુમાર ! મને આવતાં મોડું તો નથી થયું ?

**જગતસિંહ**—મોડું નથિ થયું છતાં જેનો એક ક્ષણનો પણ વિયોગ દુઃસહ થઇ પડતો હોય તે યતકિંચિત દૂર રહે તો તેથી પણ તેના પ્રિયજનોનું હૃદય ઉદ્વેગ પામે એમાં કંઈ આશ્ચર્ય છે ખરૂં વ્હાલી ? ( લજ્જાશીલ સુંદરીએ મોહક અધર પર સ્મિત હાસ્ય કરી નીચું જોયું અને જગતસિંહે ખભાપર પોતાનો ડાબો હાથ મુકી જમણા હાથે તેની હડપચી પકડી સુંદર વદન ઉંચુ કરી નિમંત્રણની દરકાર વિના યુવરાજે મધુર અધરો પર પ્રેમ સહીત પ્રિયતમાના ચુંબનનો મધુર રસ પીતાં ત્રિલોત્તમાનું મુખમંડળ લજ્જાથી આરક્ત થવા લાગ્યું. સુંદરી દુર્ગેશનંદીની ત્રિ-

લોત્તમા નીચું જોતાં કુમારને પોતાના મોહપાશમાં બાંધી લીધેલો સમજી હર્ષના આવેશમાં બોલી.)

**ત્રિલોત્તમા**—પ્યારા, પ્રભુની પરમ કૃપાથી નાથ હું આપના ચરણ કમળને પ્રાપ્ત કરી શકી છું તે માટે સર્જન હારનો શું ઉપકાર માનું તેની મને સમજ પડતી નથી.

**જગતસિંહ**—શુશિલે તેતો ઠીક પણ કોના પુણ્ય બળથી આપણું આ સંમેલન થયું હશું?

**ત્રિલોત્તમા**—તમેજ કહોને રાજ! મ્હારા કે તમારા?

**જગતસિંહ**—પ્રિયે! તું જગતનું ખરેખર એક અપૂર્વ રત્ન છો એ અનુપમ રત્ન મૃત્યુ લોકનાં માનવી કરતાં દેવોનાં કંઠમાંજ સુભુષિત થવાને યોગ્ય હતું; છતાં જ્યારે મ્હારા જેવા એક ક્ષુદ્ર જીવને પ્રાપ્ત થયું છે તો અલબત્ત તે મ્હારા પૂર્વના પુણ્ય બળેજ હોવું જોઇએ. ખરેખર પ્રિયે! મેંજ પૂર્વ જન્મમાં પુણ્ય કર્મ કર્યાં હોવા જોઇએ કે જેથી મને ત્હારા જેવી સુરરમણિ પ્રાપ્ત થઇ.

**ત્રિલોત્તમા**—વ્હાલા! તમે મારી અણુઘટતી તારીફ કરી મને ચઢાવો છો? વ્હાલા! મ્હારી યોગ્યતા અંબરાધિશ મહારાજા માનસિંહના યુવરાજ આગળ કેટલી છે તે હું સારી રીતે જાણું છું. આ પૃથ્વીમાં આપની બરાબર કોઇ વિર જન્મેલો હોય તેમ હું માનતી નથી. હું કોણ? એક ક્ષુદ્ર ગઢના ક્ષુદ્ર નાથની કન્યા યુવરાજની દાસી થવાને પણ યોગ્ય નથી. છતાં જ્યારે તમે મને ચર્ણ સેવામાં સ્વીકારી છે તો પછી મ્હારા

જેવી ભાગ્યવતિ આ દુનિયામાં બીજી કોણ છે? માટે વ્હાલા કહેવા ઘો કે આપણો યોગ મ્હારાજ પુણ્ય બળથી થએલો હોવો જોઇએ.

**જગતસિંહ**—હૃદયદેવિ! ગમે તેમ હોય પણ તને મળવાથી મને તો એમ લાગે છે કે પરમેશ્વરે આ પૃથ્વિમાંજ અધિક સુંદર અને આનંદ દાયક સ્થાન મારે માટે નિર્માણ કર્યુ છે; અંતરિક્ષમાં વિચરનારા દેવતાઓનાં સુખો કરતાં પણ અધિક સુખ મળવા માટે પ્રિયે! એ સર્વ આનંદ અને શાન્તિ તારા જેવી સુખદાયી ગૃહિણિથી હોવા માટે હું હંમેશનો તમારો ઋણિ રહીશ.

**તિલોત્તમા**—પ્રાણનાથ! કઠોર શસ્ત્રોની સાથે અહર્નીશ ગાઢ મિત્રતા રાખનારા વિરનરોની વાણિમાં પણ આટલુ બધું માધુર્ય હશે એવું આજ સુધી હું જાણતી ન હતી. (કિંચિત સ્મિત હાસ્ય કરતાં ત્રિલોત્તમા બોલી) વ્હાલા! તમે મારા ઋણિ છો? શું તમને એમ લાગે છે? નહિં વ્હાલા! ખરૂં જોતાં હુંજ આપની જનમો જન્મની ઋણિ છું. પ્રિયતમ! તમે મારે માટે કેવાં કેવાં સંકટો માથે ઉઠાવ્યા છે? વિર પુત્ર અને સ્વયંવિર હોવા છતાં ભયંકર રાત્રિએ સામાન્ય માણસ પ્રમાણે દુર્ગમાં તમેજ આવ્યા હતા ને? પુણ્ય પ્રતાપી અને ધાર્મીક હોવા છતાં એક સાધારણ કુમારીને ત્યાં તમે આવ્યા તે શા માટે? શત્રુની તલવારના કાતિલ જખમથી ઘાયલ થઇ અમૂલ્ય શ્રોણિતનો ખર્ચ કરી એકવાર મૃત્યુને પણ આમંત્રણ કર્યું તે કોને માટે? ફક્ત આ દીન દાસીના જીવન રક્ષણ

માટેજને વ્હાલા ? હું જે આપની સેવા કરવા માટે પણ અયોગ્ય એવી એક નાના ગઢપતિની પુત્રીને સહધર્મિણી બનાવી પિતાનો પ્રેમ ગુમાવી દીધો પ્રભુ ! એ કોને માટે ?

**જગતસિંહ**—( પિતાની ઇચ્છા વિરૂદ્ધ કરેલા વિવાહથી ભવિષ્યમાં શું થશે એવા વિચાર અને ભયથી ઘેરાએલો ખિન્ન સ્વરે બોલ્યો ) હૃદયેશ્વરી ! પિતાનો પ્રેમ ગુમાવવાની વાત તદ્દન સત્યજ છે, વ્હાલી ! આજે હું એજ વિચારથી ભવિષ્યના બિહામણાં સ્વપ્નાને જોઈ રહ્યો છું ( આ વાક્ય સાંભળતા ત્રિલોતમાનો ચહેરો ઉતરી ગયો; પ્રસન્ન મુખ મુદ્રા મ્લાન થઇ ગઇ; કુમાર જગતસિંહ સાથનો પોતાનો વિવાહ ભયંકર પરિણામ લાવશે એવી ભીતિથી કાળજું ધડકવા લાગ્યું; ધિમે ધિમે સ્વામિની પાસે જઇને બેઠી. )

**ત્રિલોત્તમા**—પ્રાણનાથ ! ભયંકર પરિણામ કેવું આવશે ? શું આપણે જૂદા પડવું તો નહિ પડે ? વિયોગનું દુઃખ મારાથી નહિ સહન થાય.

**જગતસિંહ**—પિતાજી મારાપર ગુસ્સે થયા છે તો પણ હજુ સુધી એક ઉદગાર પણ તેમણે કાઢયો નથી જો કે એમની મારા પરત્વે અપ્રીતિ સ્પષ્ટ જણાઈ આવે એવા તો અનેક બનાવો બનવા પામ્યા છે.

**ત્રિલોત્તમા**—( અતિશય ધિમે સ્વરે બોલી ) ત્યારે તમે હજુ સુધી સાવધ થતા કેમ નથી ?

**જગતસિંહ**—( ત્રિલોત્તમાનું મુખ ચુમ્બન કરી બોલ્યો ) સરલ મુખી!

પરમપ્રિયે! સાવધ શું થાઉં? ત્રિલોત્તમા! જેણે તારૂં સુન્દર મુખચન્દ્ર જોયું છે, જે તારા પ્રેમ મહોદધિમાં ડુબી ગયો છે તે ગમે તેવા સંકટોના ડરથી અથવા કે જેનું સર્વસ્વ નજર સનમુખ નાશ થતું હોય તો પણ સાવધ થઈ શકે એ તદન અશક્યજ છે! વ્હાલી! મૃગાક્ષિ! તારા અધર સુધારસનું પાન કરી ભાન ભૂલા થએલા આ દીવાના પ્રેમીને સાવધ થવાની વાત સુદ્ધાં તું કરીશ નહિં. મને તો એવી કલ્પના પણ થઈ નથી.

**ત્રિલોત્તમા**—ત્યારે આજે આટલા બધા વિચાર ગ્રસ્ત કેમ થઈ ગયા, વ્હાલા!

**જગતસિંહ**—હું ખાસ એ વિષયનો વિચાર કરતો નહતો. પરન્તુ વારંવાર પિતાજીનો પ્રેમ અને સ્વભાવ એક સરખો યાદ આવે છે અને તેજ વખતે હૃદયમાં ચણચણાટનો તણખો ભયંકર આગાહી કરાવી નાંખે છે. મારા પિતા વિર રજપુત છે, તેમના મનમાં જે કલ્પના ઉદ્દભવિ તેને સાક્ષાત્કાર કર્યા વિના તેઓને કદિ પણ શાંતિ થતી નથી તેમની ઇચ્છા બિરૂદ્ધ કૃત્ય કરનાર આ જગતમાં અત્યારે તો કોઈ છેજ નહિં. ખુદ, અકબર બાદશાહ પોતે પણ તેમની પાસે રમવાના રમકડા સમાન કહું તો અતિશયોક્તિ નહિંજ ગણાય; માટે મારા અયોગ્ય અને આજ્ઞા વિરૂદ્ધ કૃત્યને માટે દેહાંત દંડની શિક્ષા કરે તો પણ અસંભવિત નથી. (આ વખતે ત્રિલોત્તમા અત્યન્ત ગભરાઇ ગઇ; આંખમાંથી આંસુ ટપકવાં લાગ્યા; પતિ મુખચંદ્ર પ્રતિ જોતાં મુર્છા ગતિને પ્રાપ્ત થઇ.)

જગતસિંહ—વ્હાલી ! તું ગભરાના; રજપુત વિર કદિ મરણથી ડરતો નથી; મૃત્યુનો ભય મને કદી પણ લાગ્યો નથી છતાં પણ આજે મારી આવી દશા શા માટે થાય છે તેનું કારણ એજ કે મૃત્યુ પછી પણ મને તારો સહવાસ મળશે કે નહિ એજ વિચાર મારા હૃદયને ઠુંપી ખાય છે, એજ ચિંતા મારા મનને વ્યાકુળ કરી નાંખે છે.

ત્રિલોત્તમા—( અતિ કરૂણ સ્વરે બોલી ) પ્રિયતમ ! આપનાથી હું વિયોગી કદિ પણ થઇશ નહિં. મૃત્યુ પછી પણ વ્હાલા ! હું તો આપની સાથેજ રહેવાની. વિર પુરૂષો કેવી રીતે પ્રાણ ત્યાગ કરે છે એ જેમ તમે જાણોછો તેમજ વિરપત્ની પણ હસ્તે વદને પોતાના પતિ પાછળ પ્રાણ વિસર્જન કરી પતિ સંયોગને સુદૃઢ કરે છે તેનો પ્યારા ! ખ્યાલ કરજો ! મારા વ્હાલા ! આપણો વિયોગ કોઇ પણ કરાવી શકશેજ નહિં.

જગતસિંહ—વ્હાલી ! મારા પિતા મહા બળવાન અને ક્રોધી હોવા છતાં પુત્ર-પ્રેમનો અંકુર તેઓને મારો જાન લેવા તો નહિંજ દે. પરંતુ, લગ્નનું સુખ ન લેવાય એવો કોઇ ઉપાય યોજે એટલુંજ મારૂં માનવું છે.

ત્રિલોત્તમા—પ્રાણનાથ ! આપની અર્ધાંગના તરીકેનું સુખ ભોગવવા નહિં દે પરન્તુ દાસી તરીકેની દુર્દશામાં પણ મને મારા પ્રાણ-જીવનની મુખમુદ્રા નિહાળવાનું મળશે તો પણ બસ છે.

જગતસિંહ—પ્રિયે ! કદાપી મારા પિતા તને પોતાની પુત્ર વધુ થએલી જોવાને રાજી નથી તેથી વખતે આપણે મળી ન શકીએ એવી પણ વ્યવસ્થા કરવામાં આવે.

**ત્રિલોત્તમા**—( ડુસકાં ખાતી અશ્રુધારા આંખમાંથી વર્ષાવવા લાગી અને બોલી ) વ્હાલા ! ત્યારે શું આપણને જુદા જુદા કારાગૃહમાં પૂરવાનું મારા મહા પરાક્રમી સસરાજીને પસંદ પડશે ?

**જગતસિંહ**—વ્હાલી ! તું ડર ના. મનુષ્યોની વસ્તી છોડી કુટુંબ પરિવારના બાગ બગિચાનો બહાર છોડી, રાજ્યવંશીઓનાં અપાર વૈભવોના ભોગ વિલાસ નો ત્યાગ કરી તેમજ જગતનાં સર્વે પ્રકારોનાં વ્યહવારોને તિલાંજલી આપીને જંગલની નાની સરખી પર્ણકુટિમાં તારી સાથે જીંદગી પૂરી કરવાનું હું ઉત્તમ માનીશ. છતાં મારા પિતા સત્તાવાન છે તેના પંઝામાંથી કેમ છટકવું તેનોજ હું વિચાર કરૂં છું ( ત્રિલોત્તમા આ વખતે સ્તબ્ધ થઇ ગઇ; ચક્ષુ ઉઘડી ગયા અને નિસ્તેજ દિસવા લાગ્યા; મુખ પર વિષાદની છાયા ઢળી પડી. આ જોઇ જગતસિંહ બોલ્યો ) પ્રિયા ! તને શું થાય છે ? તું શું વિચારમાં છે ? આ પ્રમાણે બેહોશ કેમ બની ગઇ ? મને જવાબ આપ મારી વ્હાલી ! ( ત્રિલોત્તમા શુદ્ધિમાં આવીને બોલી. )

**તિલોત્તમા**—વ્હાલા ! કંઇજ નહિં પ્રાણ ! પરન્તુ મને એજ વિચાર થાય છે કે આ દીન કિંકરી માટે આપને આ ગજબ જેવી આટલી આફત શા માટે જોઇએ ?

**જગતસિંહ**—કમલવદને ! તેનો વિચાર ત્હારે કરવાનો નથી. સમયના ફેરફાર સાથે સુખદુખનો પણ અંત આવી જાય છે. આપણા દુઃખનો અંત પણ વિધાતાએ નિર્માણ કરેલોજ હશે. ચાલ, હવે જે ભાવે તે ભોજન કરી જરા આરામ લઇએ કાલની કોને ખબર છે ? ( બન્ને જણાં જાય છે. )

# અંક ૧ લો.



## પ્રવેશ બીજો.



**સ્થળ**—મંદારણ ગઢની સરિતાનો કિનારો.

**પાત્ર**—જગતસિંહ પાછળથી મહારાજા માનસિંહનું સૈન્ય.

**જગતસિંહ**—આખી રાત જો કે નિદ્રાદેવીની શાંતિ તો મને મળી જ નથી છતાં વ્હાલીના પ્રેમની સસુગંધનો પ્રભાવ કેવો અ- લૌકીક છે ! મને જરા પણ દુઃખની અસર થઇજ નથી. આખી રાત પ્રિયે ત્રિલોત્તમા ! તેં પણ નિદ્રાનો આશ્રય લીધો ન હતો છતાં થોડોક સમય પહેલાં પ્રિયા તારી આંખો મીંચાઇ ગઇ તેનો લાભ લઇ ખુલ્લી હવામાં ફરવાથી કિંચિત્ હૃદય શાંત થતાં હૃદ- યનો ભાર હલકો થશે તેમ ધારી આ રમણિય સરિતાના ત્રટ ઉપર હું આવ્યો છું. મધુરી કોયલના ટઉકા, મયુરની કળા, હરિયાળી વાળી સૌંદર્ય ભૂમિ, મહત્ ઉંચા ગિરીઓ, ગંગા અને યમુના જેવો જળ પ્રવાહ ઇત્યાદી સૃષ્ટિ સૌંદર્યનો અત્યંત ઉત્તમ અને મનોહર શૃંગાર મારા દુઃખને ભૂલાવી નાંખે છે. નાના નાના વૃક્ષો પર વીંટાએલી વેલીઓ પર બેસી મધુર પક્ષીઓ કેવો ગુંજારવ કરે છે? નાની નાની ટેકરીઓ પરની સુંદર ઝા- ડીઓના રમણિય દેખાવોની સુંદરતા ગઢ નિવાસી જનોને કેવો

આનંદ આપતા હશે ? પ્રિયા ત્રિલોત્તમાને નિદ્રાવશ મૂકી હું આવ્યો છું પરન્તુ જો તે જાગૃત થશે અને મને નહિં જુવે તો મારી હૃદયેશ્વરી પોતાના હૃયયરત્નના દર્શન વિના અધિરી થઇ ગભરાઇ જશે માટે ચાલ, દુર્ગેશનંદીનીની પાસે પહોંચી જાઉં. ( ઘોડાપર સ્વાર થવાને તૈયાર થાય છે તેટલામાં કેટલાએક ઘોડાના પગલાઓનો અવાજ તેને સંભળાયો. )

જગતસિંહ—ખરેખર, આ પગલા મારા પિતાના સૈન્યના જ હોવા જોઇએ ! આકાશ ધૂળથી છવાઇ જાય છે, અવાજ વધારે ને વધારે આવતો જાયછે હવે તો યોદ્ધાઓની ગર્જનાની ધ્વનિ પણ સ્પષ્ટ સંભળાય છે. વળી, મારો અશ્વ પણ ખંખારવા લાગ્યો છે ખરેખર, તે પોતાના સ્વજાતીય બંધુઓને જોઇ આનંદ પામતો હશે ! પરન્તુ જે પળ જાય છે તેમાં તારો માલીક બંધિવાન થશે તેની તને ખબર નથી. ( અશ્વને સંબોધિને કહ્યું તેટલામાં સૈન્ય આવી પહોંચ્યું અને સેનાનાયક મથુરાસિંગ અને જગતસિંહ સામસામે ઉભા રહ્યા. માનસિંહનું સૈન્ય મથુરાસિંગની પાછળ હતું. મથુરાસિંગે અકબર બાદશાહની અને મહારાજા માનસિંહની જય બોલાવી. જગતસિંહે પણ ભાગ લીધો.)

જગતસિંહ—મથુરાસિંગ ! બાદશાહ અકબર અને મહારાજા કુશળ છેને ? કાંઈ નવિન સમાચાર આપશો ?

મથુરાસિંગ—( બે હાથ જોડી અતિશય નમ્રતાપૂર્વક બોલ્યો ) રજપુત કુળભૂષણ કુમાર ! પરમાત્માની પરમ કૃપાથી બાદશાહ અકબર તથા મહારાજા માનસિંહ ક્ષેમ કુશળ છે. પરન્તુ આપને આપવાનો આ ખરિતો એજ અણુગમતી ફરજ

મારે બજાવવાની છે, હું તો આપનો ચરણ રજ સેવક છું. મારા ઉપર આપને નાખુશ થવાનું કાંઈ કારણ નથી, કૃપાનાથ!

**જગતસિંહ**—( ખરિતો વાંચીને બોલ્યો. ): મહારાજાએ મારે માટે બીજું શું કહ્યું છે ?

**મથુરાસિંગ**—કૃપાનાથ ! આ શિવાય બીજું કશું કહ્યું નથી. ફક્ત એટલીજ આજ્ઞા મહારાજાએ આપી છે કે, યુવરાજ ગમે તેવી સ્થિતિમાં મળે તેવી સ્થિતિમાં તેમને પકડી લાવવા. આથી આપને મારી સાથે આવવું પડશે;

**જગતસિંહ**—કયાં આવવું પડશે ?

**મથુરાસિંગ**—પટણા—મહારાજા માનસિંહની પાંસે.

**જગતસિંહ**—મથુરાસિંગ, આજનો દિવસ આ કિલ્લામાં રહી કાલે સવારે તમારી સાથે નીકળું તો?

**મથુરાસિંગ**—( બે હાથ જોડીને બોલ્યો. ) યુવરાજ, આપ જરા પણ વિલંબ કરશો તો આપને કેદ કરી લઇ જવાની મને મહારાજાની આજ્ઞા છે. આપના કોઇ ગમે તેવા સ્વજન હશે તો તેને મળવા જવાની તક આપવા માટે પણ મારામાં શક્તિ નથી. મહારાજ કુમાર, હું તો આપનો દાસ છું. મને ક્ષમા કરજો પણ આપને એક પલવાર પણ જવા નહિ દેવાની મને સખતમાં સખત તાકિદ આપવામાં આવેલી છે.

**જગતસિંહ**—મથુરાસિંગ, જો આ પ્રમાણે એક બંડખોર યાને રાજ-દ્રોહીને પકડવા જેવી સખ્ત આજ્ઞા આપને મળેલી છે તો

મહારાજાની આજ્ઞા તોડવાની હિંમત કરે તેવો આખા ભારત વર્ષમાં હમણાં કોણ છે ? હું તો તેમનો એક ક્ષુદ્ર સેવક ! તેમની આજ્ઞા તોડવાની કલ્પના પણ શી રીતે કરી શકું ? પણ મથુરાસિંગ, ધારો કે હું તમારી સાથે યુદ્ધ કરવાને તૈયાર થાઉં તો તે વેળાએ શું કરવાની તમોને આજ્ઞા મળેલી છે ?

**મથુરાસિંગ**—યુવરાજ ! આ પ્રશ્નનો ઉત્તર આપતાં મને ઘણું દુઃખ થાય છે. પરન્તુ આપ પૂછો છો તો કહેવું જોઇએ કે જીવતી સ્થિતિમાં યા મરણ સ્થિતિમાં જે અવસ્થામાં આપને લાવી શકાય તે સ્થિતિમાં લઈ જવાની મને આજ્ઞા થયેલી છે–નામદાર !

**જગતસિંહ**—જ્યારે મહારાજા તરફથી આવી કઠોર આજ્ઞા આપવામાં આવી છે તો ચાલો મથુરાસિંગ, હવે વ્યર્થ વિલંબ કરવામાં શું સાર છે ? પણ મથુરાસિંગ, એટલી તો વ્યવસ્થા કરી આપો કે મંદારણ ગઢમાં જઈ એટલી ખબર કોઇને પણ આપવી કે પિતાજીની આજ્ઞાથી જગતસિંહ પટણા તરફ ગયા છે.

**મથુરાસિંગ**—બહુ સારૂ મહારાજ, આ સીપાઇને હું ફરમાવું છું કે મંદારણ ગઢમાં જઇ આ સમાચાર એક નહિં પરન્તુ અનેક વ્યક્તિઓને આપવા.

( સિપાઈ જાય છે. )

**જગતસિંહ**—પ્રિય પત્નિ ત્રિલોત્તમા લજ્જાવતીને સય્યામાં સુતિ મૂકી અહિં આવ્યો ત્યારે મને જે શંકા થઇ હતી તે આટલી સપાટાબંધ સત્ય નિવડશે એમ લાગ્યું ન હતું. ત્રિલોત્તમા !

મ્હારા હૃદયેશ્વરે થોડીવાર પહેલાં ભીંજાએલાં કમળ જેવું, મેઘ પ્રતિબિંબવાળા ચંદ્ર જેવું, સૂર્યના કિરણોથી સુકાએલી કોમળ પુષ્પની કળી જેવું, ખિન્ન અને ઉદાસ વદન તારૂં જોયું હતું તે શું તારૂં છેવટનું દર્શન હતું? પ્રિયા! જાઉછું; અત્યારે તો જાઉં છું, આપણી પ્રેમ લીલાનું પરિણામ પરમાત્મા શિવાય કોણ જાણે છે?

મથુરાસિંગ—મહારાજ કુમાર આપની આ દશા જોઇ મને બહુ લાગી આવે છે પરન્તુ આપત્તિમાં આવેલા સસલાના જેવું આપે પગલું ભરેલું છે. જ્યારે સસલું શિકારીની જાળમાં સપડાય છે ત્યારે પોતાની આંખો મીંચી દીધા પછી જેમ પોતાને કાંઇ દેખાતું નથી તેમ બીજાને પોતે પણ દેખાતું નથી તેમ તે માની લે છે. તેજ પ્રમાણે કુમાર! ત્રિલોત્તમા સાથેના વિવાહમાં મહારાજા સંમતિ આપનાર નથી અને ત્રિલોત્તમા ન મળે તો આપને જીંદગીમાં સુખ અને શાંતિ નહીં મળે એવો વિચાર કરી ગુપચુપ લગ્ન કરી નાંખ્યા તે એમ સમજીનેજ કે આ વાતની મહારાજાને ખબર પડશેજ નહિ. અલ્પ બુદ્ધિના પ્રાણિની ગાફક આપે અગર આપના સહધર્માચારિણી અથવા આ લગ્નના સંબંધે થએલા નવિન સ્વજનો ગમે તેમ માનતા હશે પરન્તુ મહારાજાધિરાજ સઘળી હકિકતથી માહિતગાર છે. આપની પ્રેમ લીલા અને દુર્ગ પ્રવેશ વિગેરે સઘળી હકિકત સાંભળતાં આપના તરફ મહારાજાને અત્યંત ક્રોધ ઉત્પન્ન થયો છે. મહારાજા માનસિંહ, વિરેન્દ્રસિંહ અને તેના સંબંધીઓને અત્યંત નિચ સમજે છે. તેમની સાથે ફક્ત વાત કરવામાં

પણ મહારાજા પોતાનું ગૌરવ ઝંખવાએલું માને છે. આવા નિચ કુળની કન્યા પોતાની પૂત્રવધુ થાય એ બનાવજ મહારાજાના ક્રોધની પ્રચંડ જ્વાળા વધારી શકે એ શું સ્વાભાવિક નથી ?

યુવરાજ ! આપની પ્રતિજ્ઞા યાદ દેવડાવી અરજ કરવું કે પાંચ હજાર સૈનિકો આપવામાં આવે તો પઠાણોને સુવર્ણ રેશાની પેલીપાર હાંકી મૂકવાનું બીડું ઝડપતાં આપે આવેશ યુક્ત ભાવયુ વિરોત્સાહથી પ્રસન્ન થઇને આપ્યું હતું અને તેજ પ્રમાણે સેના સહિત પઠાણો ઉપર હુમલો કરવાની જવાબદારી માથે લેવા છતાં સ્વકર્તવ્ય ભૂલી જઇ એક યુવતીના પ્રેમપાશમાં બંધાઈ, એકાદ ચોરની માફક બીજાના કિલ્લામાં દાખલ થયા અને દુર્ગેશનન્દિની સાથે સ્નેહ તલ્લિન થયા, આ બધા બનાવથી મહારાજાનો પ્યાર આપે ગુમાવ્યો છે. પોતાના પિતાને દુઃખ થશે એવું જાણવા છતાં આપ છાવણીમાંથી બહાર સિધાવ્યા, બ્રાહ્મણે આપેલા પત્ર અનુસાર ત્યાંથી નીકળી પિતાની આજ્ઞા શિવાય મંદારણ ગઢ જઈ ત્રિલોત્તમા સાથે વિવાહ કર્યો. આ વિવાહ પ્રસંગે, આપે આપના લગભગ સર્વે ઇષ્ટ મિત્રોને એકઠા કર્યા હતા, આપને ચાહનારી આઇશા બેગમ અને તેના નોકર ચાકરો પણ આવ્યા હતા છતાં યુવરાજ ! આપે આપના પિતાને આમંત્રણ સુદ્ધાં ન કર્યું ? ! કેવી નવાઇ? વિવાહ સમયે મહારાજા માનસિંહને બોલાવવાની અને તેમની અધિક આશિષ મેળવવાની આપને અનિવાર્ય આવશ્યક્તા હતી; પરન્તુ કુમાર ! આપે તેની યત્કિંચત્ પણ ઇચ્છા કરી

નહીં એથી કરીને મહારાજાનો ક્રોધાગ્નિ પ્રચંડ વેગે સળગી ઉઠેલો છતાં કંઇજ બોલ્યા નથી. આખા મહિનામાં પોતાના પુત્રને કંઇ કામ સોંપ્યું છે કે નહિ, અથવા તે ક્યાં છે અને શું કરે છે એટલો વિચાર પણ તેમણે છોડી દીધો છે અને ક્રોધ પૂર્ણ હૃદયે ધિક્કારતા હતા ત્યારે બીજી બાજુએ આપ નામદાર પ્રેમ મદિરાથી ઉન્મત્ત થઇ નવોઢા મહારાણી સાથે પ્રેમવાસનાનો વિલાસ ખેલવામાં રોકાએલા હતા.

જગતસિંહ—મથુરાસિંગ ! આપે સારી પેઠે સમજવું જોઇએ કે નવિન દંપતિને લગ્ન:પ્રણય પ્રેમામૃત પાવા પીવા વિના અન્ય કર્તવ્ય જગતમાં કાંઇ છેજ નહિં તેવું લાગે છે, તો પછી અમારા યુગલાત્માને તેમ લાગ્યું હોય તો અસંભવિત શું છે? ખરી વાત છે કે પાદશાહી તખ્તનો હું વિશ્વાસુ નોકર હોવા છતાં રાજ્યકાર્ય તરફનું દુર્લક્ષ, એટલુંજ નહિં પરંતુ મારા તાબા નીચેનાં સૈનિકોની ખબર સુદ્ધાં નહિ લેવાનો ભયંકર અપરાધ પ્રેમના આવેશમાં માહારાથી થઇ ગયો છે. મહારાજા મને મુલાકાતનું પણ માન આપ્યા વિના પટણા ચાલી ગયા એજ તેમના ક્રોધની સિમા હું સમજી શકુ છું; અને જરૂર તેઓ કર્તવ્ય વિમુખ થવા માટે મને શિક્ષા કરશે એવો પણ તેમનો નિશ્ચય હોવોજ જોઇએ. જો કે મંદારણ ગઢના સ્વામિની ત્રિલોકમોહિની સાથેના વિલાસ વૈભવનો હું ભોક્તા હોવા છતાં પિતાના ભયની કલ્પનાથી એક પલ વાર પણ વિમુખ હું રહી શક્યો નથી; અનેક વાર હૃદયમાં સ્મૃતિ થતાં હૃદય વ્યાકુળ થતું હતું અને પરિણામે ભયંકર સજા સહન કરવી પડશે

એવા આભાસનો આઘાત થતાં મારૂં મસ્તક ફરી જતું હતું. હું વિર છું, બહાદુર સૈનિક છું, બાદશાહનો નોકર છું છતાં પરમાત્માની પ્રત્યેક ઘટના પ્રતિકુળજ થતીજ ગઈ, વિરેન્દ્ર પુત્રિ ત્રિલોત્તમાને ધર્મપત્ની બનાવ્યા શિવાય હૃદય શાન્તિ પામે તેમ હતું જ નહિ અને પિતાજી આજ્ઞા આપે તેમ પણ ન હતું માટેજ હું વિવાહ પ્રસંગ આવી રીતે આટોપી લેવામાં લલચાયો. પિતાની પાસે રજા માંગવાની હિંમત હું લાવી શકયો નહિં કારણ કે જે સુંદરી માટે મારૂં હૃદય દિવાનું બન્યું હતું, જેના વિના નજ ચાલે—નજ જીવાય એવું થઇ ગયું હતું, જેનો એક વાર વિચાર આવતાં બીજી કોઇ પણ ચીજનો વિચાર રહેતો ન હતો એ પ્રિય સખિના એક પળના વિરહમાં ચિત્ત વ્યાકુળ થઈ જાય અને તેની સાથે વિવાહ કરવાની અનુમતિ નથી જ મળવાની એવું જાણ્યા છતાં પ્રેમ માર્ગમાં વિઘ્ન નાંખવું એ મને યોગ્ય કેમ લાગે ? મથુરાસિંગ ! મેં જેનું અન્ન ખાધું છે તેનું કામ અધુરૂં રાખી પ્રેમ દ્રષ્ટિના વિકારથી પરવશ થવામાં ભયંકર ભૂલ કરી છે તેમાં તો ના કહી શકાય એવું નથી. નિમકહલાલ નોકરોએ પોતાનું કર્તવ્ય પૂર્ણ કર્યા પછીજ બીજી બાજુએ નજર નાંખવી જોઇએ; ન્યાય પરાયણ નરપતિ કર્તવ્ય પાલક અંબરાધિશ અસંતુષ્ટ અને અપરાધોના ક્રોધથી મને રાજદ્રોહિ ગણી કેદ કરવાની આજ્ઞા આપી ખરેખર ! મારા અક્ષમ્ય અપરાધોને માટે આવી કઠોર આજ્ઞા ફરમાવી છતાં તે વિશેષ તો નહિજ કહેવાય. આ શૈલેશ્વર નજીકનો સરિતા પ્રવાહ કે જ્યાં હું તમારા હાથમાં કેદી છું એજ સ્થાન કે જે મારા હૃદયને ડોળાવનારી લલિત વહનાનું પ્રથમ દર્શન

કરાવનારૂં હતું. અરેરે ! મારા પ્રેમ પ્રવાહની જ્યાંથી શરૂઆત થઇ છે ત્યાંજ તેની સમાપ્તિ થાય છે! ( ગદ્દગદિત થઈ મૂર્છિત દશાને પામે છે. મથુરસિંગ તેને પવન નાંખી જાગૃત કરે છે.)

મથુરાસિંગ—કુમાર ! ચાલો હવે આપણે પટણા તરફ વિદાય થઇએ. થયું તે ના થયું થવાનું નથી. પિતા પુત્રનો પ્રેમ અતુટ છે તે કદી તૂટવાનો નથી માટે કુમાર ! હું તો આપનો દીન સેવક છું તેના તરફ હૃદયમાં કોઇ પણ પ્રકારે ગુસ્સો નહિ રાખશો એવી હું અરજ કરૂં છું.

---

# અંક ૧ લો.



## પ્રવેશ ત્રીજો.



પાત્ર—તફડાઉગીર તથા તદ્દનલાલ પાછળથી મમતલાલ,

સ્થળ—મુંબઇનો વિલાસ રોડ.

તફડાઉગીર—કેમ મહાશય! અમાસની રાતના આબરૂદાર પરોણાની માફક અંહિ કેમ ભટકો છો ? તમારા આ પાંચ મણીઆ કોથળા જેવા માથામાં શું વિચારો ઘુમાઘુંમ કરી રહ્યા છે ?

**તદનલાલ**—ભાઇ, તમે આ રત્નની કિંમત કરી શકો તેમ નથી એ ઘણી દીલગીરીની વાત છે. હું કોણ ? સંગિતનો મહાન શોખીન ! વાત બની એમ કે કોઇ કોકિલ કંઠીનો કિન્નર કંઠ આ કાને સંભળાયો જેથી મારો જીવ જેમ વાંસળીના સ્વર ઉપર મણીધર મોહી પડે છે તેમ, હું પણ ખુશ ખુશ થઇ ગયો, સાંભળો મારી જીવન કથા બહુ જાણવા જેવી છે. મુંબઇની એકે એક પ્રખ્યાત ગાનારીનો ' હું ' ગેસ્ટ છું, સમજ્યા કે ? પરોણો પરોણો !

**તફડાઉગીર**—તે તો તમારૂં આ નળીઆ જેવડું નાક અને કોડિયા જેવડું કપાળ બરાબર જણાવી આપે છે. જ્યારે તમે સંગીતના શોખીન હોવાનો દાવો કરો છો તો પછી એકાદ ઉસ્તાદ ગાનારીનું ઘર શોધવાને બદલે આમ કંચનીઓના ઘરના દીવાલની ધુળ ચાટતા કેમ ભટકો છો ?

**તદનલાલ**—અરે ભાઇ ! તું તો અજ્ઞાન દેખાય છે, અજ્ઞાન, તદન અજ્ઞાન. અરે મહાશય સેવકની બિલ્લોરી કાચ અને બટાટા જેવી આંખો દીવાલને ઓથે ઉભા ઉભા પણ દૂર સુધી દેખી શકે છે અને કર્ણેન્દ્રિયતો એટલી બધી સાબિત છે કે તમારી સલાહ પ્રમાણે ચાલવાની કાંઈ જરૂરજ નથી. કોઇ અલ્લાનો લાલ મળે અને સાથે લઈ જાય તો આપણે કાંઈ ના પણ નથી; બાકી તો ભાઇ તું તફડાઉગીર અને આપણે તદનલાલ. એમાંથી કોઇ પણ દોઢીયું છોડીએ તેવા નથી. દે તાળી ! આપણે તો બધું તદનમાંજ જોઇએ આપણાથી પૈસા ખરચવાનું બને જ કેમ ? તો તો આપણો સિદ્ધાંત પણ ખોટો પડી જાય.

આપણે તો ' પારકા માલ ખાના, પૈસા જમાના ઓર દુનિયાકું ઉલ્લુ બનાના એટલું બંદાનું ' ચીર બીઝનેસ છે બીઝનેસ' સમજ્યા કે ? ગાનારીઓને બંદા કંઈ ખોટું દાઢીયુંબી પરખાવે તેવા નથી, સાહેબ સમજ્યા ? એ તો મારો એક કૃતનીયો પાડોશી છે તે ધુમ પૈસા ઉડાવે છે, તેને બધી ગાનારીઓ પૈસા આપે માટે માન આપે છે આપણે તેની પાછળ જઈને ચુપ ચુપ બેસી જઇએ છીએ.

**તફ઼ડાઉગીર**—વગર નોતરે જમવા જનારા ઘોલૈયા મહાજનની જેમજકે!

**તદનલાલ**—સાહેબ, તમારી અક્કલ ગેપ થઈ હોય એમ લાગે છે? વગર નોતરે ઘોઘામાં જમનારા અને પચીસ વખત તેડું કરાવી જમવા જનારા બન્નેને જમવાનો સ્વાદ તો એકજ આવતો હશે કે કાંઇ જુદો ? એ તો બહાદુરીનું કામ છે. ઉલ્લુ હોય તે બીજાને જમાડે અને બહાદુર હોય તે તો બીજાનું ખાઇ જાય. બંદા કંઈ એવા ઉલ્લુ નથી.

**તફ઼ડાઉગીર**—શાબાશ ! બહાદુર શાબાશ ! હું તફ઼ડાઉગીરતો ખરો પણ તદનલાલ, તમે તો સર્વ ગુણ સંપન્ન, અને બત્રિસ લક્ષણા જેવા લાગો છો; પણ ભાઇ ! કોઇવાર તો આ ગાનારીઓને કાંઇ આપવું પડતું હશે ખરૂં.

**તદનલાલ**—અરે ! ભલા માણસ, ચમડી તૂટે પણ દમડી ન છુટે ' એ મહાન પુરૂષોનું વાકય છે અને એ વાકય મારા જીવનનો મહામંત્ર યાને સિદ્ધાંત છે અને તેથી આપણે એક પાઈ પણ

ખરચવાને કે કોઇને આપવાને દુરસ્ત ધારતાજ નથી.

**તફડાઉગીર**—શાબાશ ભાઈ! ત્યારે તો આપણા વચ્ચે ભાગીદારી કરવાનો સોદો કરીએ તો આપણો વેપાર ધમધોકાર ચાલે તેવું છે.

**તદનલાલ**—બોલને ભાઇ, કેવી રીતે? કાંઈ દોઢીઆ તોલવાનું છે કે?

**તફડાઉગીર**—તદનલાલ ભાઈ! હું તારી પાસે કેટલાક વિશ્વાસુ માણસને અનામત મૂકવા લઇ આવું; તમારે તેની રસીદ આપવી નહિ. મીઠી મીઠી વાતો કરી વિદાય કરવા અને પછી નાણા આપણે સરખે ભાગે વહેંચી લેવા; કેમ ભાઈ, મજાની વાત કે નહિ? પણ રસીદ આપતો નહિ હો!

**તદનલાલ**—અરે! બંદા આપે એવાજ ક્યાં છે? મીઠી મીઠી વાતો કરવી, વચમાં દમ કરવો, વિશ્વાસ પાડવો અને પછી હજંમ! એવા તો કંઇ કંઇ બની ગયા અને તેની મલાઇ આ બંદાના પેટમાં હજંમ પણ થઇ ગઇ.

**તફડાઉગીર**—ત્યારે તો પેલી ગાનારીઓની માફક કોર્ટ દરબારના મેમાન પણ ઘણીવાર થયા હશો?

**તદનલાલ**—કોર્ટ! અરે કોર્ટ, કોર્ટ શું કરો છો મહેરબાન! મુંબઇનો એવો કયો સોલીસીટર છે કે જેના લીસ્ટમાં બંદાનું નામ ન હોય? કોર્ટથી કાંઈ અમે નામજાદા ગભરાઇ જઇએ એવા નથી. કોર્ટ દરબારમાં પુરાવો બારોબાર રાખીએ તો પાસા પડે પોબાર!

**તફડાઉગીર**—ત્યારે તો ભાઈ! બધાજ કેસમાં સામે વાળાને નવરાવી જ નાંખતાં હશો?

તદનલાલ—આ અંગ્રેજ જજો પાસેના કેસોમાં તો બસ પોબાર! પૈસા આપીએ, મોટા મોટા બારીસ્ટરો રાખીએ, વળી પૈસાવાળા ગણાઇએ એટલે જુઠું ન બોલીએ એવું અંગ્રેજ જજો તો બિચારા માની લે; કારણ કે મ્યુનિસિપાલીટીમાં હજારો રૂપીઆનો કર ભરૂછું, મોટો ઇન્કમટેક્ષ આપું છું આવી આવી વાતો કરીએ એટલે અંગ્રેજ જજ બિચારા ભલા માણુસ એટલે અંજાઇ જાય! અને પાસા પડે પોબાર! પછી ભલેને છૈએ તો લુચ્ચાના સરદાર! પણ દોઢ ડાહ્યા દેશીઓને આજકાલ સરકારે હાઇકોર્ટના જજ બનાવવાની મોટામાં મોટી ભૂલ શા માટે કરી હશે? દેશીઓ આપણુને જાણે, આપણી રીતભાતથી માહિતગાર; તેઓને તો સરકારે કોહુંજ આપવું જોઇએ નહીં પેલો સોનારસિંગ, જજ થઇ બેઠો છે જજ! ના લાયક! મારો કેસ કાઢી નાંખ્યો અને ઉપરથી કહેછ કે તુ 'ગોલ્ડન ગેંગ'છો 'ગોલ્ડન ગેંગ'! આ શું જજનો ધર્મ કહેવાય? કેમ બોલતા નથી? હું 'ગોલ્ડન ગેંગ' હોઉં કે 'સમશાનનો સેતાન' હોઉ તે જજને બોલવાની જરૂર શી? પણ દેશીઓ દોઢ ડાહ્યા અને અક્કલના ગેપ! મને જીતવા દીધો હોત તો તેના બાપનું શું જતું હતું? કોઈ દહાડો ઓછા બ્યાજે નાણા પણ ધીરત. આ કડકા કૃતનીયાને ન્યાય આપ્યો પણ એ કામમાં શું આવવાનો છે? પણ અક્કલ જોઇએને અક્કલ!

તકૂડાઉગીર—અક્કલનો તો બધો ઇજારો તમેજ રાખ્યો લાગે છે! તમારી જોડી પણ દુનીઆમાં મળવી મુશ્કેલ છે! હરામનું ખાનારા—કોર્ટ દરબાર જનારા—સોનેરી ટોળીના સાથી થનારા—

પેટ ભરીને નહિ ખાનારા–મિ. તદ્દનલાલ તમારૂં ચરિત્ર તો અદ્દ્ભૂત દેખાય છે.

**તદ્દનલાલ**—ખરિ વાત ! તદ્દન સાચી વાત ! હું તો જો કોઇને ત્યાં હરામનું ઝાપટવાનું મળે તોજ પેટ ભરીને ખાઉછું; બાકી તો મંદિરનો પ્રસાદ કે ઠંડા ભાત ને કઢીથી ચલાવી લઉછું અને બનતા સુધી તો એકજવાર ખાઊંછું. કોઇ પૂછે તો કહું કે તબીયત ઠીક રહેતી નથી; પણ તેજ વખતે કોઇ કહે કે જમી લ્યો તો તમને ના ન કહેવાય એમ કહીને ગોઠવાઇ જાઉં અને બે વખતનું ભેગું દાબી દાબીને આ પેટમાં નાંખી દઉછું. તેમાં શું ? આપણી મતલબને માટે જુઠું બોલીએ તે કાંઈ પાપ ગણાય ? એતો કામ કરવાની ખુબી કહેવાય, ખૂબી ! પણ ભાઇ ! ઉલ્લુના કાંઇ ગામ વસે છે ? મારી બાજુમાં ગમતલાલ નામનો એક પાડોશી રહે છે તેને તો ખાવું થોડું, અને ફૂકડાટ ઝાઝો ! ગાંડાને દસ તો શાક જોઇએ ! અરે ! ગાં-ડીઓ પચીસ જાતની ચટણી કરાવે, અથાણા, પાપડ વિગેરે પતરાજીનો તો પારજ નહિ શાક ઠરી જાયતો ના ચાલે, ગરમા ગરમ જોઇએ. ઘી ઘરની ભેંસના દુધનું અને તાજું જોઇએ, કરમીનો દીકરો આ પ્રમાણે ખાવા જેવી નકામિ ચિજમાં નાણાંની બરબાદી શા માટે કરતો હશે ? એ નાણાં ઉડાવે છે અને મારો તો જીવ બળીને રાખ થઇ જાય છે. એ કરતાં એટલા રૂપીઆ મને કાં નથી આપી દેતો ?

**તફડાઉગીર**—શું તમે ગરિબ માણસ છો ? કે આવા ભીખના પૈ-સાની પણ લાલચ રાખો છો ?

નદનલાલ—ગરિબ નહિ તો શું શ્રીમાન ? પરમેશ્વરને પણ કોણ જાણે શું થયું છે કે મારા જેવા કદરદાનને પૈસા આપતો નથી અને તેની દરકાર નહિ કરનારા એવા કૃતનીઆને આપે છે. મારી પાંસે તો ચાલીસ લાખ કે પચાસ લાખ રૂપરડી છે. એ કાંઈ દોલત કહેવાય ! હેં મહાશય, તમેજ કહોની એ કાંઇ દોલત કહેવાય ?

તફડાઉગીર—દોલત નહિ, દોલતનો દાદો કહેવાય. અર્ધો કરોડ રૂપીઆ ઓછા પડતા હોય તો આખી દુનીઆની દોલત મેળવવા શંકરનું તપ શું કામ કરતો નથી ?

નદનલાલ—અરે ! એવા તો ઘણાં તપ કર્યાં—પણ હમણાં હમણાં દુનીઆ જુદી થઇ ગઇ છે અને આ દુનીઆના પાપ મને નડે છે અને તેથી શંકર પ્રસન્ન થતો નથી. બાકી જો દુનીઆની દોલત મને મળે તો તો એવી સાચવું, એવી સાચવું એવી સાચવું, એવી સાચવું, એવી સાચવું કે બસ દોલત, દોલત ને દોલત ! નાણાં એકઠાં કરવાં અને સાચવવા એતો મને બહુ સારૂં લાગે છે. પરમેશ્વરથી અને પ્રાણથી પણ મને પૈસા વધારે વહાલા છે. જો કોઇનો વંશ જાય પણ મને પૈસા મળતા હોય તો ભલે દુનીઆના બધા માણસો પોતાના વારસોને પોતાના પૈસા ન આપે અને મને આપી જાય તો એમને એટલું પુણ્ય થાય કે સો વખત ગંગામાં નહાવાથી પણ ના થાય કારણ કે દુનીઆમાં બધા કૃતનીયા છે. કૃતનીયા. હું જ એકલો લક્ષ્મીની કિંમત કરૂં એવો માણસ છું.

તફડાઉગીર—જુવો, પેલુ સામેથી કોણ આવેછે ?

**તદનલાલ**—પોબાર, પોબાર ભાઇ પોબાર એ તો ફતનીઆન। સરદાર મી. મમતલાલ દેખાય છે.

( મમતલાલ પ્રવેશ કરે છે. )

**તદનલાલ**—કેમ ભાઇ, મમતલાલ, આટલા ઉતાવળા ?

**મમતલાલ**—તદનલાલભાઇ, દીલ્હી વાળી નવીજાનનો આજે જલસો છે માટે મારાથી તમારી સાથે ભાંજગડ કરવાનું બની શકે તેમ નથી.

**તદનલાલ**—અરે ! સાહેબ, પણ ભાંજગડ કરવાનું કહે છ કોણ ? હું તો તમારી સેવામાં સામેલ છું; ભાઇ તફડાઉગીર, સાહેબજી.

**તફડાઉગીર**—વાહ, વાહ હો મારા તદનલાલ ! તને પણ સાહેબજી.



# અંક પહેલો.

—— :o: ——

## પ્રવેશ ચોથો.

**સ્થળ**—માનસિંહનો દરબાર.

**પાત્ર**—માનસિંહ જગતસિંહ તથા દરબારીઓ.

( પટણામા મહારાજા માનસિંહના દરબારમા માણુસોની જમાવટ ઘણી ભારે થઇ રહેલી છે કારણ કે દરબારમાં આજે કંઈ પણ નવુ જુનુ બનશે એવી ચર્ચા લોકોમાં પૂર્ણપણે થતી હતી. જગતસિંહ જેવા ઉચ્ચ અધિકારિનો અપરાધ અને તેમા પિતા પુત્રનો સંબંધ વિગેરે કારણોને લઇને પરિણામ જાણવાની લોકોમાં તલપાપડ થઇ પડી હતી. સૈનિકોને દરબારમાં સશસ્ત્ર આવવાની આજ્ઞા હતી. નિયમિત સમયે નગારા પર ડંકાનો ઘાવ પડયો અને વાજીંત્રો વાગવા લાગ્યા; વાદ્યોનો પ્રચંડ ધ્વનિ બંધ થયા પછી સર્વે કોઇ સ્તબ્ધ થઇને ઉત્સુક્તતા યુક્ત મહારાજાના આગમનની રાહ જોવા લાગ્યા. અંબરાધિશ મહાપ્રતાપી મહારાજા માનસિંહ ધીર ગંભિર મુખ મુદ્રા સહિત પોતાને માટે તૈયાર કરેલા ખાસ દરવાજામાથી સભાસ્થાનમાં દાખલ થયા, જેની પાછળ અનુચર, સેનાપતિ, સભાસદો અને સંભાવિત ગૃહસ્થો પણ આવ્યા. ભયંકર અનર્થ થવાની કલ્પનાથી સર્વેના હૃદયમાં વ્યાકુળતા છવાઇ હતી. મહારાજા ઉચ્ચાસને બિરાજ્યા અને બોલ્યા. )

**માનસિંહ**—સિપાઇઓ ! બંદિવાનને હાજર કરો.

( સભામાં સર્વેના વદન પર ચિંતાતુર અને શોકની ગંભીર

છાંયા પ્રસરવા લાગી. બંદીવાન જગતસિંહને આવતો જોઇ અમીર ઉમરાવો અશ્રુપાત કરવા લાગ્યા. જગતસિંહ સલામ કરી ઉભો રહ્યો.)

**માનસિંહ**—કેદી જગતસિંહ! તેં અનેક અપરાધો કિધા છે; અને એ તારા અપરાધોના મેં બે વર્ગ પાડેલા છે. એક કુટુંબદ્રોહ અને બીજો રાજ્યદ્રોહ કુટુંબના અપરાધની પ્રથમ તપાસ કર્યા પછીજ રાજ્યકિય અપરાધની તપાસ કરવી એવો મારો વિચાર છે. (જગતસિંહ નીચું જોઇ ઉભો હતો તે આ ભાષણ સાંભળી તદંનજ નીચું જોઇ રહ્યો; અને એક વૃદ્ધ મોગલ સરદાર મહારાજાને નમન કરી નીચે પ્રમાણે બોલ્યો.)

**મોગલ**—મહારાજા! આ દાસની બે અદબી માટે માફ કરશો પરન્તુ મારી એવી અરજ છે કે કુટુંબના અપરાધની તપાસ વેળાએ અન્ય દરબારીઓની હાજરી ઉચિત ગણાવી નહી જોઇએ. માટે અમોને સર્વેને બહાર જવાની પરવાનગી આપવા કૃપા કરશો.

**માનસિંહ**—મારા શાણા સરદારો અને રાજ્યની આબાદિના સ્તંભ સમાન ગણાનારા મારા મિત્રો! તમારે બહાર જવાની બિલકુલ જરૂર નથી. કેદીનો કુટુંબીક અપરાધપણ એવા પ્રકારનો છે કે તેનો રાજ્યકિય અપરાધ સાથે ઘણોજ નિકટનો સંબંધ હોવાથી કોઇને પણ બહાર જવાની જરૂર નથી. (વૃદ્ધ મોગલ સરદાર લાચારીથી પોતાના સ્થાન પર બેઠો.)

**માનસિંહ**—કેદી જગતસિંહ! તને પૂછવામાં આવતા પ્રશ્નોનો સત્ય પ્રત્યુત્તર જો તું નહિં આપશે તો તારા ગુનાહનું સ્વરૂપ અતિ ભયંકર થવા પામશે.

જગતસિંહ—મહારાજા ! આ સૂચના આપવાની આપ નામદારને યતિકંચિત્ પણ અગત્યતા હતીજ નહીં. જેને પોતાના પ્રાણુની લેશ માત્ર પણ પરવા નથી એવો જગતસિંહ પોતાના મુખમાંથી અસત્ય શબ્દોનો ઉદ્દગાર કદિ પણ બહાર પાડશે નહિં. દ્રઢતા અને સત્યાભિમાન એજ વિર રજપુતોના કુળનું ગૌરવ ગણાય છે.

માનસિંહ—વિરેંદ્રસિંહના કિલ્લામાં તેના ઘરની સ્ત્રીઓ સહિત તને કેદ પકડયો હતો કે નહિં ?

જગતસિંહ હા નામદાર.

માનસિંહ—જ્યારે તું પઠાણનો કેદી હતો ત્યારે તેં નવાબ કાલુખાનની કન્યા આઇશા સાથે પ્રેમ સંબંધ રાખ્યો હતો કે !

જગતસિંહ—મહારાજા ! આ પ્રશ્નનો જવાબ બહુ જ લાંબો છે. દાસને ક્ષમા કરશો એવી આશા છે ! નવાબ કાલુખાનની કન્યા મારી પરમ હિતચિંતક અને શુભેચ્છક છે. આજે હું આપ નામદારની પાસે ગુનેહગાર તરીકે પણ હયાત જીંદગીમાં ઉભો છું તે હયાતી શાહજાદી આઇશા દેવીની કર્તવ્ય પરાયણતાનેજ આભારી છે. હું ઘાયલ થઇ બેભાન થયો ત્યારે શાહજાદી આઇશાએ માતા પ્રમાણે બહેન પ્રમાણે-પત્ની પ્રમાણે અને સખા પ્રમાણે મારી સેવા સુશ્રુષા કરી હતી; તેથીજ તે દયાળુ શાહજાદીની મહા કૃપાનું ફળ એજ મારૂં જીવન છે. મને તે મહાન વ્યક્તિ તરફ દ્રઢ શ્રદ્ધા અને માન છે. હું તેનો પરમ ભક્ત છું. હું તેને મારા કરતા અતિ શ્રેષ્ઠ અને પૂજનિય સમજાુછું. તેની દયામય

દૃષ્ટિ તરફ નેત્ર ફેંકવાની પણ હું હિંમત કદિ કરી શકતો નથી હું તેને પૂજનિય દેવી તરીકે સમજુ છું; પરન્તુ મારા દુર્દૈવના પ્રતાપે મેં એવું સાંભળ્યું છે કે નવાબ કાલુખાનની ને ગુણવતી રત્ન–કન્યાનો મારા પર અગાધ પ્રેમ બાઝેલો છે. આ અધમ વ્યક્તિને માટે આ બનાવ સાંભળતા હૃદય ચીરાઇ જાય છે અને રોમ રોમ વ્યાકુળતાની જ્વાળા પેદા થાય છે. મારા પર મોહિત થવાથી એક કોમળ હૃદયની દેવાંગનાને કેટલી વેદના થતી હશે તેની કલ્પના પણ કરવાની હું હિંમત કરી શકતો નથી. તે દયામય બાળાને હૃદયદાન આપી સુખી કરવાની વાત તો બાજુએ રહી પરંતુ તેના નિગુઢ પ્રેમનો અલ્પ બદલો આપવાને પણ જો હું ભાગ્યશાળી થાઉં તો મારી સુખ શાન્તિ અને આનંદનો પાર રહેત નહિં; મારા પરનો તેના હૃદયમાંનો પ્રેમ સદંતર દુર થવાનું તો અશક્ય જ ગણાય. પરન્તુ કંઇક અંશે કમી થાય એવો પણ કોઇ ઇલાજ મળે તો મારી ઇચ્છા છે.

**માનસિંહ**—હાલના નવાબ ઉસ્માનખાન સાથે તેં કદી યુદ્ધ કર્યું હતું કે ?

**જગતસિંહ**—હા મહારાજ! આઇશાનો પ્રેમ એજ આ યુદ્ધનું પ્રાધાન્ય કારણ હતું. નવાબ ઉસ્માનખાન કહેતો હતો કે આ જગતમાં આઇશા પર પ્રેમ રાખનારા બે પ્રેમીઓ કદિ પણ હોઇ શકે નહિં માટે યુદ્ધ કર; ક્યાં તો હું મરીશ અને ક્યાં તો તને મારીશ મેં તેના જવાબમાં સ્પષ્ટ સમજાવ્યું કે હું આઇશા પર સકામ પ્રેમ રાખતો નથી. માટે યુદ્ધ કરવાનું બિલકુલ પ્રયોજન નથી. મારૂ બોલવું સાંભળી તેણે જવાબ આપ્યો કે તું તેના પર મોહિત નથી તેથી શું થયું ? તેતો તારા પર મોહિત છે ને ?

માટે તારૂં મરણ થાય તેમાંજ ફાયદો છે. "મેં પુનઃ તેને કહ્યું કે વગર કારણે હું તમારી સાથે યુદ્ધ કરીશ નહિં, આટલું છતાં તેણે માન્યું નહિં અને આખરે મારે તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવું પડયું.

**માનસિંહ**—નવાબની કન્યા સાથે હજુ તારો પત્રવ્યવહાર ચાલેછે કે નહિં?

**જગતસિંહ**—મહારો! જેને પત્ર વ્યહવાર કહી શકાય તેવો પત્રવ્યહવાર ચાલુ નથી. માત્ર એક પત્ર લખ્યો હતો.

**માનસિંહ**—કંઈ પણ કારણ વિના તું આયશાને મળવા ગયો હતો ખરો કે?

**જગતસિંહ**—હા, તેના દેશમાથી નીકળતી વેળા એક વખત તેની અંતીમ મુલાકાતને માટે ગયો હતો ખરો.

**માનસિંહ**—તેં કદી તેને તારી મુલાકાતે બોલાવી હતી ખરી કે?

**જગતસિંહ**—હા, નામદાર! એક વખત બોલાવી હતી.

**માનસિંહ**—તું જ્યારે તેને મળવા ગયો હતો ત્યારે તેણે તને મળવાની આનાકાની કરી હતી કે? તારી સાથે મુલાકાત કરવાનું ઉચિત નથી એમ તેણે તને જણાવ્યું હતું એ વાત ખરી કે?

**જગતસિંહ**—હા, તે મને મળી ન હતી, અને તે માટે કંઇ પ્રબળ કારણ પણ હતું; તેમ નહોત તો તે મને જરૂર મળત.

**માનસિંહ**—( તિરસ્કાર વદને હાસ્ય કરી બોલ્યો. ) હજુ પણ તું કહે છે કે નવાબ નંદિની પર તું મોહિત થયો નથી પણ તેજ તને ચ્હાય છે તેના મનમાં તારે માટે પ્રેમ ઉત્પન્ન થાય તેવું જો તેં નજ કર્યું હોય તો તે તારા પર મોહિત થાય જ કેમ ?

**જગતસિંહ**—મહારાજ ! મેં જે કહ્યું છે તે સત્ય જ છે. તે ઉપર વિશ્વાસ રાખવો કે ન રાખવો એ મહારાજાની મરજી પર આધાર રાખે છે.

**માનસિંહ**—( કઠોર અવાજે માનસિંહ બોલ્યો ) વિરેન્દ્રસિંહની પૂત્રી ત્રિલોત્તમા તે તારી ઉપપત્ની છે કે નહિં ? ( સાંભળતાં જગતસિંહની લાગણીઓ દુઃખાવા લાગી અને રોમાંચ ઉભા થયા છતાં તે ધૈર્ય ધારી બોલ્યો. )

**જગતસિંહ**—મહારાજ ! આપ માલિક છો આપની સત્તા અભેદ્ય છે. ધર્મના અવતાર છો; આપનો જે પ્રશ્ન છે તેનો જવાબ આપવાને હું નારાજ છું છતાં આપની આજ્ઞા થવાથી હું કહું છું કે વિરેન્દ્રસિંહની પૂત્રી મારી ઉપપત્ની નહિં પરંતુ ધર્મપત્ની છે ! પવિત્ર વેદ મંત્રોની ઉચ્ચ ઘોષણા વચ્ચે બ્રાહ્મણ અને અગ્નીદેવ સમક્ષ મેં તેનુ પાણિગૃહણ કરી તેને મારી સહધર્મીણી બનાવી છે.

**માનસિંહ**—નરાધમ ! રજપુત કુળ કલંક નારકિય કીડા, કુલાંગાર, કુળદ્રોહી, કુળ ઘાતકી, નિચ, પાતકી ! આ શબ્દો મારી પાસે ઉચ્ચારતાં તારી જીભ કેમ બહાર નીકળી ન પડી ? તને એટલી

પણ લાજ ન આવી ? શું વિરેન્દ્રસિંહની કન્યા તારી ધર્મપત્ની છે ? વિરેન્દ્રે ભીસ્તી રૂપે રહી મારા મહેલની એક દાસીને ધર્મ ભ્રષ્ટ કરવા પતિત પ્રયત્ન કર્યો હતો, જે વિરેન્દ્ર મારા ધાકથી નાસી ગયો અને વિમળા નામની એક વ્યભિચારી ક્ષુદ્ર કન્યા સાથે વિવાહ કરી તેજ પાપી, તેજ ધર્મદ્રોહી, તેજ કુળ કલંક તારો શ્વસુર છે ? અને તેજ શૂદ્ર કન્યા ભ્રષ્ટ જારીણી સ્ત્રી તે શું તારી સાસુ થાય ? બોલ, હવે તને શું કહું ? કેવા વિશેષણો લગાડુ ? નાપાક, નાલાયક, તારી સહધર્મણી તે એક જાર-ણીનીજ કન્યા છે; અને શશીશેખર નામે એક નરાધમ જે આ જગતમાં અનેક અનર્થો કરી રહ્યો છે અને આજે અભિ-રામ સ્વામીનું નામ ધારણ કરી પરમહંસ બનીને બેઠો છે તેની તે પૌત્રી છે ? નિચ, પાજી આવી અધમ મંડળીને તેં તારી પોતાની માની એક ક્ષુદ્ર જમીનદારની કન્યા સાથે વિવાહ કરી બેઠો એ તારૂં કર્તવ્ય અત્યંત નિંદાને પાત્ર છે. જો તુ તેને કદી તારી ઉપપત્ની સમજતો હોત તો હું તારો અપરાધ ક્ષમા કરત આટલુ કલંક ગમે તેમ કરીને પણ નાલાયક છોકરાની ખાતર સહન કરત ! પણ તને તેમ કરવાની બુદ્ધિ પણ ન સુઝી ? પિતાની અનુમતિ વિના અને તેના આશિર્વાદ વિના જે પુત્ર નીચ વંશથી ઉત્પન્ન થએલી કન્યા સાથે વિવાહ સંબંધ કરે છે તેનો તો ત્યાગ કરવો એજ ઉચિત માર્ગ છે. આથી આજથી તુ મારો પુત્ર નહી અને હું તારો પિતા નહિ. આજ પછી કોઇને પણ કોઈ સમયે તું માનસિંહનો પુત્ર છે એવું કહેશે તો જરૂર તને ફાંસીને લાકડે લટકાવીશ. ( આ

સાંભળતાં સર્વેના હૃદય ભયથી કંપિત થવા લાગ્યા અને મહારાજાએ પુનઃ બોલવાનું શરૂ કર્યું. )

**માનસિંહ**—જગતસિંહ ! હવે તારા રાજ્યકિય અપરાધની તપાસ કરવામાં આવશે. તું બાદશાહનો મુખ્ય સેનાધિપતિ હોઈ તારાપર અનેક પ્રકારની જવાબદારી હોવા છતાં એકાએક ચોરની પેઠ બીજાના કિલ્લામાં તેના અધિકારીની રજા શિવાય કેમ દાખલ થયો હતો ? જગતસિંહ, જગતસિંહ ! પાંચ હજાર સૈનિકો સાથે પઠાણોને પરાજિત કરવાનું કામ તેં માથે લીધું હતું તે કામને પડતું મુકી તારી વિલાસી વૃત્તિઓને તૃપ્ત કરવા માટેજ તું મંદારણ ગઢમાં ગયો હતો ને ? પઠાણોના હાથમાંથી છૂટયા પછી પણ તારી ફોજ લઇ તું મારી પાસે કેમ ન આવ્યો ? અને છાવણી બહાર રહેવા માટે મારી આજ્ઞા કેમ ન લીધી ? તારી સેનાએ જ્યારે કુચ કર્યું ત્યારે પણ સૈન્યના નિયમ પ્રમાણે તું સૈન્ય સંગાથે કેમ ન રહ્યો ? બોલ, બોલ, નિમકહરામ ! કર્તવ્યહીન રાજ્યદ્રોહી ! તને શું શિક્ષા કરવી ? તને તો ફાંસીનીજ શિક્ષા કરવી જોઇએ.

**મોગલ સરદાર**—હજુર ! ગરિબ પરવર ! એક અરજ સાંભળવાની કૃપા કરશો ? કુમાર આપનો પુત્ર છે—

**માનસિંહ**—શું આ અધમ પુત્ર મારો છે ? એમ કોણ કહે છે ? મારો પુત્ર આવો અધમ અને કર્તવ્ય ભ્રષ્ટ ! વળી રાજ્યદ્રોહી હોઈ શકેજ નહિં, અને તેટલા જ માટે પુત્ર સંબંધનો ત્યાગ કરવા મેં એના પરિવાર સંબંધના અપરાધની પહેલી તપાસ

ચલાવી હતી. અને ત્યારથીજ એનો પુત્ર તરીકેનો સંબંધ નષ્ટ થએલો છે.

**મોગલ**—ગરિબ પરવર! ગમે તેમ હોય પરંતુ કુમારના પાલકતો આપજ છોને! અપરાધ તરફ જોતાં કદી આપે ફરમાવેલી સજા યોગ્ય હશે પણ દયા કરો. કુમાર નાદાન છે; તેના વય તરફ નજર કરવી એ આપની ફરજ છે; માટે મહારાજાધિરાજ હું આપની પાસે દયાની માગણી કરૂં છું.

**માનસિંહ**—બદમાસ અને નાલાયક કેદી, નિમકહરામ કુતરા! તારા ગુન્હા પ્રમાણે તો તને ફાંસીનીજ શિક્ષા કરવી જોઇતી હતી પણ તારી નાદાન વય ધ્યાનમાં લઇને, તારા પર દયાની નજર રાખીને તને જન્મ કેદની શિક્ષા ફરમાવું છું. સેનાપતિ! આ કેદીના સારા વસ્ત્રો ઉતારી લ્યો અને તેને કેદીનો તંગીયો અને ટોપી પહેરાવી તેના હાથને પગમાં લોઢાની બેડીઓ લુહારને બોલાવી મારી નજર સમક્ષ ખખડાવો. ( લુહાર પ્રવેશ કરે છે તેને ) આમ આવ. આ નાલાયક કેદી નાશી ન જાય તેવું ધ્યાનમાં રાખી મારી સન્મુખ તેને બેડી પહેરાવ. ( જગતસિંહના હાથ ને પગમાં લોહશિલા નાંખવામાં આવી; કેદીનો પોશાક પહેરાવવામાં આવ્યો એટલે મહારાજા બોલ્યા. )

**માનસિંહ**—સિપાઇઓ! કેદીને બહુજ સંભાળથી જેલમાં લઇ જાઓ. દરબારીઓ! આજનો કાર્યક્રમ હવે પૂર્ણ થયો છે માટે આપણો દરબાર વિસર્જન થએલો હું જાહેર કરૂં છું.

# અંક પહેલો.



## પ્રવેશ પાંચમો.

**સ્થળ**—સાર્વજનીક બગીચો—

**પાત્ર**—તદંનલાલ પાછળથી શુભેચ્છકલાલ અને દેવીદાસ.

**તદંનલાલ**—ડોકરાને હું હંમેશાં કહેતો હતો પણ માન્યું નહિં; બુઢ્ઢો અંતે મરી ગયો અને મને પહેલા નંબરના કૃતનીયાઓનો વળગાડ રાખતો ગયો! હવે મારે તે કરવું શું? આવા નાલાયક બાપનો દાડો કરીને શું ઉજેશકાર કરવાનો છે? પણ આ "વંન" નંબરના કૃતનીઆ સવાર પડે છે ને માંરૂ માથુ ખાઇ જાય છે! બાપ મારો મરી ગયો અને આ કાકાના કરમી દીકરા ફોગટના નાતીલાઓને જમાડવા, બ્રાહ્મણોને આપવું, દાન પુણ્ય કરવું, આવો નકામો ઢોંગ શા માટે કરતા હશે? મારે એની સાથે એક મીનીટ પણ હવે બનવાનું નથી. શું બાપ કાકા બિચારા મહા યત્ને જે દોલત મેળવી ગયા છે તે શું આ પ્રમાણે ઉડાવી દેવાને? દોઢીયું પેદા કરવાની તો વાત નહીં. ગાડી રાખો, વાડી રાખો, ભટ રાખો, ચાકર રાખો, પતરાજીનો પાર નહીં! આવાની સાથે તે બને જ કેમ? (શુભેચ્છકલાલ પ્રવેશ કરે છે.)

**શુભેચ્છકલાલ**—કેમ ભાઇ તદંનલાલ શું વિચારમાં ગરકાવ થઇ ગયા છો? આપના પિતાનો સ્વર્ગવાસ થયાને આઠ દિવસ થવા

આવ્યા; આપણા ઘર અને કુટુંબની કીર્તિના દરજ્જા પ્રમાણે સારો ખરચ કરવો જોઇએ. તમે કાંઇ ખુલાસો કરતા નથી અને દિવસો નજીક આવતા જાય છે.

**તદનલાલ**—શુભેચ્છકલાલ ! તમારા વિચારો મને બીલકુલ પસંદ પડતા નથી. તમને પૈસાની એક તલભાર પણ કિંમત નથી. તમારા જેવા ઉડાઉ અને વગર વિચારે ધુમ પૈસા ખરચનારા સાથે મારે હવે એક મીનીટ પણ બનવાનું નથી, હું ધારતોજ હતો કે તમે જ્યારે મળશો ત્યારે દોઢીયા ખરચવાની જ વાતો કરશો. આપણો વિચાર તો કાંઇજ કરવાનો નથી. એવી તે કરોડ રૂપીઆની કઇ પુંજી મુકી છે ? કે દાડાને પાણી, ને લ્હાણાને આવા આવા ખરચ કરવાની વાતો કરો છો ?

**શુભેચ્છલાલ**—ભાઈ, બીજી બાબતમાં તમારી મરજીમાં આવે તેમ કહેજો. પરંતુ કાકાનો ખરચ તો સારામાં સારી રીતે કરી યશ પ્રાપ્ત કરવો એજ મારી તો ઇચ્છા છે. મારા પિતા સ્વર્ગવાસી થયા ત્યારે તમારા પિતાએ જે રીતે ખરચ કીધું છે તેનાથી કોઇ પણ પ્રકારે ઉતરતું કાર્ય મારા કાકાનું કરવું એ તો બની શકશે જ નહિં.

( તેટલામાં દેવીદાસ નામનો શુભેચ્છકલાલનો ભાઈ દાખલ થાય છે. )

**દેવીદાસ**—કેમ મુરબ્બી બંધુઓ શું વિચારમાં છો ? આપણા જ્ઞાતિ બંધુઓ કાકાના કારજને માટે બહુજ ઉંચી આશા રાખે છે અને આપણી પણ ફરજ છે કે આપણા વડીલોમાં કાકાનું કા-

રજ તે છેલ્લું કારજ છે. તે એવું તો સરસ રીતે ઉજવીએ કે આપણી કોમમાં કોઇએ પણ કર્યું નહોય. તેઓ બિચારા લખ્ખો-ની દોલત આપણે માટે મૂકી ગયા છે. ( તદનલાલ વચમાં બોલી ઉઠે છે. )

**તદનલાલ**—લખ્ખોની દોલત મૂકી ગયા છે તે ઉડાવી દો મારા બાપ! તમારી જેવા ઉડાઉ અને કૃતનીઆ થવાનું મારે પરવડે તેમ નથી. એ ડોકરાએ તમારા બાપના કારજમાં રૂપીઆ પચીસ હજારનો ધુમાડો કર્યો છે તેવો ધુમાડો હું બીલકુલ કરવા દેવાનો નથી.

**શુભેચ્છકલાલ**—ભાઇ તદનલાલ! તમે તીખા શું કરવા થઇ જાઓ છો? ખરચમાં અમારો પણ અડધો ભાગ છે ને?

**તદનલાલ**—તેમાં તો તમે નવાઇની શું વાત કરી? એ તો બંદા કુલ જેવું સમજે છે પણ સાડાબાર હજાર રૂપીઆની મારે ભાગે હોળી થાય તેનું શું?

**દેવીદાસ**—ભાઇ તદનલાલ! તમારા આવા નિષ્ઠુર વિચારો જાણી મને બહુ ખેદ થાય છે. વડીલના કારજને પ્રસંગે તમારી આ કૃપણતા સાંભળી મને બહુજ અફસોસ થાય છે. જો તમારી સલાહ પ્રમાણે ચાલીએ તો કુળને કલંક લાગે અને બાપદાદાએ મહા યત્ને સંપાદન કરેલી અવિચ્છિન્ન કીર્તિનો અહરમણી અસ્ત પામે એ મારાથી બિલકુલ સહન થઇ શકે તેમ નથી, માટે શુભેચ્છકલાલભાઇ હું તમને વિનંતિ કરૂંછું કે તદનલાલભાઈ મારા મુરબ્બી ભાઈ હોવા છતાં અત્યારે મને તેમને માટે લેશ

પણ માન રહેતું નથી; માટે કાંઇ પણ વિચાર કર્યા વિના કે ભાઇનું સાંભળ્યા વિના મહેતા મુત્સદ્દીઓ અને કુટુંબના આગેવાનોને કહી દેજો કે આપણા પિતાનો કારજ પ્રસંગ જે રીતે ઉજવેલો હોય તેના કરતાં પાંચ હજાર રૂપીઆ વધારે ખરચવા પરંતુ દિવાની પછવાડે અંધારા ઉઠયા છે તેવું કહેવરાવવાની મારી બીલકુલ ઇચ્છા નથી.

**તદ્દનલાલ**— દેવીદાસ! તમારે વધારે બોલી મારૂ અપમાન કરવાની જરૂર નથી. મારા બાપની પૂંજી અને આબરૂનો વારસ હું છું માટે તેમાં તમારે ડહાપણ કરવાની કાંઇ જરૂર નથી.

**દેવીદાસ**—તદ્દનલાલ! હું તમારૂં કાંઇજ સાંભળવાનો નથી. જો અમારા બાપનું કારજ હોત તો હજી પણ તમારી સલાહનો કાંઇક ઉપયોગ કરત; પણ કાકાનું કારજ તો અમે સુધારવાના, અને સુધારવાના. કેમ શુભેચ્છકલાલભાઇ શાંત રહ્યા છો? અને કાંઈ બોલતાં નથી?

**શુભેચ્છકલાલ**—ભાઇ દેવીદાસ! તમારા વિચારો અત્યંત ઉત્તમ છે; કાર્ય કર્યા શિવાય ચાલે તેમ નથી અને કરશું તો ભાઇનો કંકાસ પણ એવો નિવડશે કે જેનું પરિણામ ભયંકર આવે તો અસંભવિત નથી. મારી અક્કલ અત્યારે કાંઇજ કામ કરતી નથી.

**દેવીદાસ**—ભાઈ શુભેચ્છકલાલ! આ ખરચમાં ભાઇને ભાગ આપવાની ઇચ્છા ન હોય તો આખો ખરચ આપણે ખાતે ઉધારી નાખીશું.

**તદનલાલ**—તો મને કાંઇ વાંધો નથી. પરંતુ તેમાં પણ એક સરત કરવી પડશે કે આપણા વચ્ચે આ ગોઠવણ થઇ છે એ વાત બીજો કોઇ જાણે નહીં કારણ કે નહીં તો 'બાપનો દહાડો કરવામાં ભાગ આપ્યો નથી' એમ કહીને મૂર્ખા લોકો મારી હાંસી કરે માટે આ વાત બીજે કાને જવી જોઇએ નહીં.

**શુભેચ્છકલાલ**—ભાઇ તદનલાલ! ખરચનો આખો આંકડો અમારે ખાતે લખી નાંખવાથી પણ તમને જો સંતોષ થતો હોય તો તેમ કરવાને અને આ બાબતનો ઉચ્ચાર કોઇની પાસે પણ નહીં કરવાને પ્રતિજ્ઞા પૂર્વક અમે કબુલ કરીએ છીએ.

**તદનલાલ**—ભલે ત્યારે થઇ જાય મારા બાપનું શું જાય છે? તમારૂ ધન કટાઇ જતું હોય તો ઉડાવો પણ હું એક દમડી પણ નથી આપવાનો એ ધ્યાનમાં રાખજો; અને જો શુભેચ્છકલાલ અને દેવીદાસ! તમને બન્ને ભાઇઓને હું સાફ સાફ કહી દઉંછું કે બાપાનો માસીસો જાય એટલે આપણે તમારી ભેગા રહેવાના નથી. આપણે ભાગ વહેંચી ફારકતી કરી લ્યો. તમારી જેવા ઉડાઉ અને ફતનીયા સાથે આપણે બને તેમ નથી. સાથે લઇને ફરવા જવું, રસોઈ કરવાને ભટ રાખવા, કામ કરવાને ઘાટીઓ રાખવા. છોકરા રમાડવા આયાઓ રાખવી, તમારે કફ, કોલર ને, નેકટાઇના તોફાન કરવા અને આ બધા ખરચ ઘરના ચોપડામાં ઉધારવા. ( તેટલામાં તદનલાલના પત્ની વિનયપ્રભા પ્રવેશ કરે છે. )

**વિનયપ્રભા**—કેમ શેઠીઆઓ, જમવાને કેટલી વાર છે? અમે તો ક્યારનાએ તમારી રાહ જોયા કરીએ છીએ.

**નદનલાલ**—જમીએ શું બાપનું કપાળ? આ કૃતનીઆઓની જોડે પાના પડ્યા છે! ભગવાન કોણ જાણે ક્યારે છોડાવશે? ચાલ, તું તારે અહિંથી વિદાય થઈ જા.

**શુભેચ્છકલાલ**—ભાઈ હવે તમારો ગુસ્સો છોડી દ્યો અને ચાલો જમી લઇએ.

**નદનલાલ**—એ વાત બીલકુલ બનશે નહિં. તમે આ પ્રમાણે સમજાવી કુટુંબનો મઝીયારો આમને આમ ચલાવા માંગતા હશો તો તે પ્રમાણે કદિ પણ ચાલવા દેનાર નથી. આવતી કાલેજ સોલીસીટરને ત્યાંથી હું આપણા ભાગ છુટા પાડવાને માટે તમને બન્ને ભાઇઓને નોટીસ આપ્યા વિના રહેનાર નથી અને હીસાબમાં એક પાઇનો પણ ધસારો હું ખાવાનો નથી; સમજ્યા?

**દેવીદાસ**—ભાઈ! હું તમોને સ્રાષ્ટાંગ પ્રણામ કરી વિનંતિ કરૂં છું કે વડીલનું કાર્ય પરિપૂર્ણ થવા દ્યો અને પછી જેવી તમારી ઇચ્છા હશે તે પ્રમાણે તાબે થવાને અમે બન્ને ભાઇઓ તૈયાર છીએ. લાખ, પચાસ હજાર રૂપીઆ વધારે લઈ જશો તો તેની પણ દરકાર નથી. કારણ કે અમારા કરતા શ્રીમંત દેખીતી રીતેજ તમેજ થવાના છો. આપ આપના પિતાની હૈયાતિમાંજ દ્રવ્ય સંચય કરતા શિખ્યા છો જેથી દેખીતીજ રીતે તમો વધારે દોલતવાંન અમારાથી છો અને જેમ અમારા ઉદાર વિચારો તમોને પસંદ નથી તેમજ તમારા આ કૃપણતા ભરેલા આપણા વડીલોથી વિરૂદ્ધ પ્રકારના વિચારો સાથે અમને પણ ચલાવી લઈ શકાય તેમ નથી માટે આપણે ખુશીની સાથે

વહેંચી લઈશું અને જુદા પડશું પરંતુ લોકમાં હાંસી થાય તેવું કાંઈ પણ પગલું ભરશો નહિં.

**તદનલાલ**—તો પછી મારે વાંધો છેજ શું ? આપણે તો આ દુની-આમાં પૈસા સિવાય બીજા કોઇની સાથે કશો પણ સંબંધ રાખવાનો વિચાર જ નથી.

(તદનલાલ ખુશાલીમાં આવી જઈ નાચતો કુદતો વિદાય થાય છે અને તેની પાછલ શુભેચ્છકલાલ તથા દેવીદાસ પણ જાય છે.)

---

# અંક પહેલો.

## પ્રવેશ છઠ્ઠો.

**સ્થળ**—મંદારણગઢનું દેવળ.

**પાત્ર**—વિમળા તથા અભિરામ સ્વામિ.

**વિમળા**—અભિરામ સ્વામી ! હું આપને સાષ્ટાંગ દંડવત્ત કરૂં છું.

**અભિરામ**—કેમ વિમળા ! આજે તારી મુખમુદ્રા આટલી ભયંકર અને દુઃખની છાયાવાળી કેમ માલમ પડે છે ?

**વિમળા**—મહારાજ ! એક મહા ભયંકર આફતના સમાચાર જગતસિંહ તરફના બાતમીદારથી મલ્યા છે અને એથી હું અને

મારા ઇષ્ટ મિત્રો કુટુંબ પરિવાર સર્વે દારૂણ શોકાગ્નિમાં બળી રહેલા છીએ. જગતસિંહ કેદ પકડાયો એટલાજ શબ્દો કાને પડતા અમારી છાતીમાં કાતીલ ભાલો ખૂંચતો હોય તેવું દુઃખ પેદા થયું છે. માટે મહારાજ ! આ વેળાએ અમારે શું ઉપાયો યોજવા જોઈએ તેની સલાહ આપવા કૃપા કરશો તો હું આ- પનો અત્યંત આભાર માનીશ.

**અભિરામ**—શૈલેશ્વરના મંદિરમાં કુમાર સાથે પ્રથમ ઓળખાણ થઇ ત્યારે પણ તું મારી સલાહ પૂછવા આવી હતી. એ સમય વિત્યાને ઝાઝો વખત નથી થયો તે તો તને યાદ હશે ?

**વિમળા**—હા, એ પ્રસંગ મારી આંખો આગળથી ખસ્યો નથી.

**અભિરામ**—તને યાદ છે વિમળા, કે તેજ વખતે મહારાજા માનસિંહ આ વિવાહમાં સંમતિ નહિં આપે એ પ્રમાણે મેં કહ્યું હતું; અને તેના જવાબમાં ' યુવરાજ રાજી છે માટે કરવું તેવો પણ તેં આગ્રહ કર્યો હતો. યુવરાજની તે મરજી અને તેની મુખત્યારીનુંજ આ પરિણામ આવેલું છે. યુવરાજની ઇચ્છા અને અનુકુળતા તે કાંઈ અગત્યતા ગણાય તેવું નહતું. તેનો બાપ ધન, માન, પ્રતિષ્ઠા, સત્તા અને સંપત્ત સર્વે બાબતમાં એક અદ્વિતીય પુરૂષ છે આવી નિર્વિવાદ અને શંકારહીત બિના હોવા છતાં તેવા મહાપ્રતાપી પિતાની મરજી વિના જગતસિંહ કોઈ પણ કાર્ય કરવા સમર્થ નથી અને એ કરશે તો પરિણામ ભયંકર આવશે એમ પણ મેં તને જણાવ્યું હતું. વળી, પિતા પુત્રના સંબંધ ઉપરાંત સ્વામી સેવકનો પણ સંબંધ છે, તેના

માથા પર ગંભીર જોખમદારીઓ લટકેલી છે, આ બધુ મેં તને સમજાવ્યા છતાં તેં છેવટનો જવાબ એજ આપ્યો હતો કે ઉભય હૃદયના પ્રબળ પ્રેમનો પ્રવાહ રોકવાની મારામાં શક્તિ નથી; તો હવે, જે થાય તે જોવું અને નકામો અફસોસ બીલકુલ કરવો નહિં.

**વિમળા**—મહારાજ! તે સમયે હાલમાં જે બનાવ બન્યો છે તેવું બનવાની યત્કિંચિત્ પણ કલ્પના થઈ હતી નહિં.

**અભિરામ**—વિમળા, તું નાની છોકરી નહતી! તેજ વેળા તારે આ કલ્પના કરવી જોઇતી હતી. પરન્તુ, અંબરાધીશ મહારાજાના પુત્ર સાથે પુત્રિનો સંબંધ બાંધવાની મહત્વાકાંક્ષા દાબી દેવાની શક્તિ તારામાં હતીજ નહિં અને તેટલા માટેજ તેં મારૂં માન્યું નહિં; તેનું આ ભયંકર પરિણામ ભવિષ્યમાં કેવું રૂપ લેશે તેની પણ સમજણ પડે તેવું નથી.

**વિમળા**—મહારાજ! તે સમયે ત્રિલોત્તમાની સ્થિતિ કેવી હતી તે શું આપ નથી જાણતા? જો વિવાહ ન થયો હોત તો તે અત્યારે હયાત પણ નહિંજ હોત!

**અભિરામ**—વિમળા! આ તારી ભૂલ છે. જે પ્રેમ એકાએક રસ્તાના મેળાપથી ઉત્પન્ન થાય તેને નિગુણ પ્રેમ કહી શકાય નહિં. તે ફક્ત લાલસામય અને ક્ષણિકનો મોહભાવ હોય છે. તેની સંવેદના જો કે બહુ પ્રબળ હોય છે અને મનુષ્ય એ મોહપાશમાં સપડાતા ભમિષ્ટ બને છે અને તેને કાંઈજ સૂઝતું નથી એ વાત ખરી છે છતાં પણ યોગ્ય ઉપાય યોજવાથી આવી ચિત્ત-

ભ્રમ સ્થિતિનો પણ અંત લાવી શકાય છે. જો એવા મોહાંધ પ્રેમીઓનો પુનઃ મેળાપ ન થાય અને પોતાનો મેળાપ અસંભવિત છે એવી તેમના હૃદય ઉપર દૃઢ છાપ પાડવામાં આવે તો, એ પ્રબળ મોહ પોતાની મેળે ક્ષિણ થઈ જઈ ભૂતકાળની માફક ભૂલાઈ ગયા વિના રહેતો નથી. વિમળા! તું ચતુર હોવાથી હું માનતો હતો કે તે રસ્તો ગ્રહણ કર્યા વિના તું રહેવાની નથી.

**વિમળા**—મહારાજ! હું અંતઃકરણપૂર્વક ત્રિલોત્તમાનું ભલું ચાહું છું અને તે માટેજ પ્રયત્નો કરૂં છું. ત્રિલોત્તમા મારી હૃદયાધાર છે અને તેજ મારૂં જીવન છે. મારૂં સર્વસ્વ નાશ થવાં છતાં હું જીવું છું તે ફક્ત ત્રિલોત્તમા માટેજ. ત્રિલોત્તમા સુખી થાય તેને માટે હું ગમે તે કરવાને તૈયાર છું. મારા હતભાગ્યથી ત્રિલોત્તમા એક વાર સુખી થવા થતાં પુનઃ દુઃખ-દરીયામાં આવી પડી તેથી મારા હૃદય પર કેવો પ્રચંડ પ્રહાર થયો છે તે વર્ણવાને મારી પાસે પૂરતા શબ્દો પણ નથી. મારી હૃદયવેદના મને અસહ્ય યાતના કરાવે છે તેવી ભયંકર સજા ભોગવવા જેવી મારી જે ભૂલ થઈ છે તેને માટે મને ઘણું લાગે છે પરંતુ હવે તેનું શું કરવું?

**અભિરામ**—સત્ય વાક્ય માણસોને હંમેશાં કડવું લાગે છે પરંતુ આફત જ્યારે આવીને ઉભી રહે છે ત્યારેજ તેની ખરી ખબર માલમ પડે છે. આ દુઃખને પ્રસંગે કટુ વચનનો પ્રહાર કરી તને વધારે દુઃખ દેવાની મારી મરજી નથી; વળી, તેમ કરવાથી જે થયું તે ન થયું થતું હોત તો તો બોલેલું ઉપ-

યોગનું પણ ગણાય; પણ થયું તે ન થયું થતું નથી માટે વધારે બોલવું તે વૃથા દાઝયા ઉપર ડામ દેવા સમાન છે. માનસિંહના પુત્ર સાથે વિરેન્દ્રની કન્યા આ યોગ કદિ પણ સંભવિત નહતો; માટે ગમે તે પ્રકારે સમજાવી પટાવી યુગલ હૃદયમાંથી આશાના અંકુરો દૂર કરાવવાનું તારૂં પરમ કર્તવ્ય હતું તે તું ભૂલી ગઈ. પહેલેજ દિવસે જો તેં ત્રિલોત્તમાને સમજાવી શાંત કરી દીધી હોત તો પ્રથમ મિલન, અંતિમ મિલન થઈ જાત અને આવું વિપરીત પરિણામ આવવાનું કારણુજ પેદા થાત નહિં. શૈલેશ્વરના મંદિરમાં એકવાર મળ્યા પછી ત્રિલોત્તમા માટેનો પોતાનો પ્રેમ કુમારે પ્રગટ કર્યા પછી ઉભયનો મેળાપ થવા દીધો ન હોત તો ત્યાંજ સર્વે વાતનો છેડો આવી જાત; પણ તેમ નહિં કરતા તું રાજ્યપુત્રને તારી સાથે લઇ આવી તારી શક્તિ, બુદ્ધિ અને તારી પાત્રતા આ સઘળું ભૂલી જઈ વિગ્રહના સમયમાં મોગલ બાદશાહના સેનાધિપતિને તું કિલ્લામાં લઈ ગઈ આ તારૂ કર્તવ્ય નિંદિત અને તને અપરાધિ ઠરાવે તેવું છે. બોલ, હું કહું છું તે તને ખરૂં લાગે છે કે?

**વિમળા**—(રૂદન કરતી કરતી સ્વામીને ચરણે પડી બોલવા લાગી) મહારાજ! મને પણ લાગે છે કે મારાથી આ ઘોર અપરાધ થયો છે પરન્તુ હવે તો કૃપા કરી કંઈ રસ્તો બનાવો.

**અભિરામ**—વિમળા હું આખો દિવસ એજ વિચારમાં હતો અને ખરી હકીકત સંપૂર્ણ જાણ્યા વિના કાંઈ પણ ઇલાજ કારગત થાય નહિ તેટલા માટે મેં એક માણસને પટણા તરફ રવાના

કીધો છે તે માણસ પાછો આવે નહિં ત્યાં સુધી કાંઇ પણ નિશ્ચાત્મક વિચાર થઈ શકે નહિં. મહારાજાએ ક્રોધિત થઈ જો કે કુમારને કેદ કર્યો છે તો પણ તેઓ તેના પિતા છે. યુવરાજનું મનોહર મુખ મંડળ જોઈ તેને દેહાંત શિક્ષા કરે તેવું તો મને લાગતું નથી.

**વિમળા**—મહારાજ ! વિર માનસિંહ મહા ક્રોધી હોવાથી તેવું ભયંકર પરિણામ આવે તેવો મને તો ભય લાગે છે; પરન્તુ મહારાજા માનસિંહ આપના તરફ અતિ માનથી જુવે છે માટે કૃપા કરી આ કલેશનું સમાધાન કરાવી આપવાની કૃપા કરો તો થઈ શકે તેવું છે.

**અભિરામ**--હું વચ્ચે પડીશ તો પરિણામ ઉલટુંજ આવશે, માનસિંહ મને જે માન આપે છે તે ઉપરનું છે. વસ્તુ સ્થિતિ તો તદન ઉલટીજ છે. તેના મનમાં મારે માટે સારો વિચાર નથી પરન્તુ તિરસ્કાર છે અને તે અરસપરસ અમેજ જાણીએ છીએ. મારાથી તેમાંનું કાંઈ પણ બની શકે તેમ નથી. આ સમયે જો કોઈ પણ સહાય કરી શકે તો તે વ્યક્તિ મહારાજા માનસિંહથી પણ ઉચ્ચ પદવિની હોવી જોઇએ. હવે રાત ઘણી વીતી ગઈ છે માટે તું જા. અને મને પછી મળજે.

---

# અંક પહેલો.



## પ્રવેશ સાતમો.

**સ્થળ**—તદનલાલનું નિવાસ ગ્રહ.

**પાત્ર**—તફડાવગીર અને તદનલાલ.

( તફડાવગીર તથા તદનલાલ પ્રવેશ કરે છે )

**તફડાવગીર**—તદનલાલભાઇ! ભાગની વહેંચણી કરવામાં તો તમે ખૂબ ફાવ્યા. ભર બજારની દુકાનો સારૂ ભાડું આવે તેવા વાડી બંગલા અને સ્થાવર જંગમ સર્વે મીલકતમાં સારામાં સારો ભાગ શુભેચ્છકલાલ અને દેવીદાસને દબડાવીને ઠીક પડાવ્યો!

**તદનલાલ**—શુભેચ્છકલાલ અને દેવીદાસ બન્નેની રગ મે જોઇ લીધી; તદન ટડકંણુ જરા કોરટ દરબાર કે વકીલનું નામ આપવું જોઇએ કે બિચારા થરથર ધ્રુજે પછી આવા પોચકાઓનો લાભ શા માટે ન લેવો?

**તફડાવગીર**—લેવો, સાત વખત લેવો; શા માટે ના લેવો?

**તદનલાલ**—તફડાવગીરભાઇ! હું તમારી એક બાબતમાં સલાહ માંગુ છું.

**તફડાવગીર**—તે શું અને કહી બાબતમાં?

**તદનલાલ**—ભાઈ તફડાવગીર ! વહેંચણીમાં સ્થાવર જંગમ સર્વ મીલકત તો સારી આવી; પણ એક ધર્મશાળા આવી છે તે ઉપયોગમાં લેવાયનહિ તેમ ભાડે અપાય નહિં; આવી સ્થિતિ છે માટે કરવું કેમ ?

**તફડાવગીર**—ધર્મશાળાનું નામ પડયું માટે ભાડે તો અપાય નહિં; પણ એમાંથી ઉપજ કરવાનો એક રસ્તો બતાઉ.

**તદનલાલ**—બોલ, બોલ બોલ; બતાવ, બતાવ, બતાવ; જલદી બતાવ.

**તફડાવગીર**—અધીરો ન થા; બતાવું છું; અધીરો ન થા કહું છું.

**તદનલાલ**—અરે ! તું વાર લગાડે છે પણ મારો જીવ ગભરાય છે ! પૈસા બતાવવાની બાબતમાં વાર લગાડે એ તે કેમ ખમાય ? હાય પૈસા ! હાય પૈસા ! લાવ, પૈસા ! બતા દે પૈસા ! દિલા દે પૈસા ! ભૂલી જા પૈસા ! ચૂકી જા પૈસા ! આપી જા પૈસા ! લાવ પૈસા ! પૈસા, પૈસા, પૈસા, પૈસા. લાવ પૈસા.

**તફડાવગીર**—અરે ! તને આ લવરી શાની થઈ છે ?

**તનદલાલ**—અરે ! ભાઈ, ત્યારે કહી દેને જલદી કે તેમાં કમાઈ થાય તેવું શું છે ?

**તફડાવગીર**—આ ધર્મશાળામાં એક બ્રાહ્મણ રાખો; અને તે એવો રાખો કે જમાનાનો ખાધેલો અને દુનીઆનો ફરેલો હોય !

**તદનલાલ**—પછી ?

**તફડાવગીર**—પછી શું? લોકો અગીઆરમાં અને બારમાં સરાવવા આવે, નાના બાળકના ચોથીઆના બ્રાહ્મણ જમાડવા આવે, લીલ પરણાવવા આવે, તે બધાને ઉતારો આપવો. એટલે બ્રાહ્મણને દક્ષિણા મળે અને તમને ઘેર બેઠાં જમવાનું મળે! લગભગ બાર મહીનામાં નવ મહીના તો તમારી જગ્યામાં જમણવાર ચાલશે. લોકો વળી એમ માનશે કે શેઠની ધર્મશાળાનો ઉપીયોગ સારો થાય છે; અને ખરી વાત એ બનશે કે તમને વર્ષમાં મોટે ભાગે ઘરમાં રસોઈ કરવી નહિં પડે આ શિવાય બીજા કોઈ પણ રસ્તે ધર્મશાળામાંથી કાંઇ પણ આવક થાય તેવું નથી.

**તદનલાલ**—વાત તો સરસ કહી! ભાડાનું ભાડુ આવે અને મફતની નામના થાય! લોકોને બનાવવા એ તો બંદાનું કામજ છે! ન્યાતના લોકો કહે છે કે હું કંજુસ છું તેઓ પણ કહેશે કે તિર્થ કાંઠાની જગ્યા લોકના ઉપયોગ માટે આપે છે! લોકોને બનાવશું અને આપણે તો ભાવતા ભોજન લઈશું. ચાલ, હમણેજ રવિશંકરને બોલાવું છું. એ પણ જમાનાનો ખાધેલો છે માટે પોતાનું પણ કરશે અને મારૂં પણ સાથે સાથે ચોકઠું ગોઠવશે!

**તફડાવગીર**—નહિં, શેઠ નહિં; રવિશંકરને આપતા નહિ! એ તો બડો સેતાન છે સેતાન. પૈસાદારના છોકરાઓને બનાવે છે, તેમના કાળા ધોળા કાવતરાની જમાવટ કરી આપે છે અને તમારા ઘરનો સંકેત સ્થાન તરીકે ઉપયોગ પણ કરશે.

**તદનલાલ**—તેમાં તારા અને મારા બાપનું શું જાય છે? એવા પાકા ઘંટનુંજ આપણે તો કામ!

**તફડાવગીર**—અરે ! તદનલાલ, તમે કાંઈ સમજો નહિં ! તિર્થ કાંઠે કાળા ધોળા કરી અઘોર અપરાધ કરશે.

**તદનલાલ**—અપરાધને અને આપણે લેવા દેવા શું છે ? તું જેનો તેનો માલ તફડાવી જાય છે તેનું કેમ !

**તફડાવગીર**—એ તો પૈસા મેળવવાની યુક્તિ કહેવાય !

**તદનલાલ**—ત્યારે આ પણ તેમજ ! તારા અપરાધ કરતાં આ અપરાધ થોડો થશે. બીચારા આશાભર્યા કોઈ સુખી થાય તો આપણા બાપનું શું જાય ? જોઇએ તો રવિશંકર ધર્મશાળામાં કાળા ધોળા કરે જોએ તો જુગાર રમે તેમાં આપણે શું ? આપણે તો માલ, મલીદા અને પૈસા જોઇએ; જગત જહાનમાં જાય પણ તું કહેછે તો બીજો રાખશું.

( બન્ને જણા જાય છે. )

---

# અંક પહેલો.

——xx——

## પ્રવેશ આઠમો.

**સ્થલ**—મંદારગઢનો મહેલ.

**પાત્ર**—ત્રિલોત્તમા-સખી-તથા પાછળથી દાસી.

**ત્રિલોત્તમા**—હા દૈવ ! તારી અકળ ગતિનો પાર આ જગતમાં કોઇ

પણ પામી શક્યું નથી. તારી શું ઇચ્છા છે તેની કલ્પના મારાથી થઇ શકે તેમ નથી. કારાગૃહમાં પતિની દુર્દશા સાંભળી આ હતભાગિની માટે મારા પ્યારા પ્રભુ દારૂણ દુઃખ સહન કરે છે! આવા દુઃખ સમુદ્રના પ્રચંડ મોજા માંહેથી અમોને કિનારે કોણ લાવશે?

**સખી**—ત્રિલોત્તમા! આ હતાશ પામવાથી કાંઇ કાર્ય સરવાનું નથી; માટે હિંમત રાખ; પ્રભુ દિન-દયાળ છે. ભાગ્યનો યોગ બદલાતાં સર્વે સારા વાના થશે; જ્યાં બેઠા હો ત્યાં આમ રોયા કરો છો, વિચારમાં ને વિચારમાં જમીન પર સુઈ રહો છો અને નિશ્વાસ નાંખો છો તેના કરતાં કાંઇક ઉપાય કરો.

**ત્રિલોત્તમા**—બેન! શું ઉપાય કરૂં? મને કાંઈ સુઝતું નથી. તેજ જગ્યા અને તેજ સ્થલ કે જ્યાં મારા હૃદયેશ્વરને ગળે વળગી હતી, તેજ મહેલ કે જ્યાં મહા પ્રતાપી મોગલ સામ્રાટ અકબરના મુખ્ય સેનાધિપતિ અંબરનરેશ, મહારાજા માનસિંગના યુવરાજે પોતાનું તન, મન, ધન અર્પણ કર્યું હતું, તેજ જગ્યા જ્યાં તેમણે પોતાની આ પ્રાણપ્રિયાના સંરક્ષણ અર્થે મારા પ્રાણેશ્વર હાથમાં ખડગ લઇ દુસ્મન સાથે પ્રચંડ યુદ્ધ લડયા હતા એવી અનેક પૂર્વ સ્મૃતિ તાજી થવાથી મારૂં દુઃખમય હૃદય મને રૂદન કરાવે, વિચાર કરાવે અને નિશ્વાસ નંખાવે તો શું નવાઈ છે? બેન! મારો આ સુંદર પલંગ ગરીબડા જેવો થઈ પડયો ધૂળ ખાય છે કે જેના ઉપર મારા પ્રાણેશ્વરના ગળામાં હાથ નાંખી મારૂં હૃદય અર્પણ કર્યું હતું, અનેક સુખોની કલ્પના નહિં પરંતુ સત્ય અને સાક્ષાત્કાર વિલાસ

અનુભવ્યો હતો, પ્રિયમના પ્રેમમાં મસ્ત બની જગતનું સઘળું ભાન ભૂલી ગઈ હતી, સ્વર્ગના સુખની સિમા મને જ-ણાતી હતી, આજે અવ્યવસ્થિત હાલતમાં તેના પરની મચ્છર-દાની અનેક ડાઘાઓથી ડઘાયલી છે, પંદર દિવસ પૂર્વે મારા જીવનેશ્વર જે પલંગમાં શયન કરી આવનારા અનર્થની કલ્પ-નાવાળા આકાશમાંના તારાઓ ગણુતા હતા, પ્રભાત થતાં આ અભાગણીના નેત્રો વીંચાતા બાહુ પાશમાંથી મને મુક્ત કરી ફરવા ગયા તે વખતે કોણ જાણતું હતું કે પ્રાણેશ્વરના પુનઃ દર્શન થવાની, તેમની સાથે પુનઃ પ્રેમ વિનોદ કરવાની સદ્-ભાગ્ય વાળી બિના તો દૂર રહી પણ આ અધમ સ્ત્રીના સહ-વાસમા રહેવાથી, આ હતભાગિની ત્રિલોત્તમાનું પાણી ગૃહણ કરવાથી અને તેના પ્રેમપાશમાં બંધાવાથી—હાય! ક્યાં જાઉં? શું કરૂં?—મારા સ્વામીના કોમળ હાથ અને ચરણ કમલમાં લોખંડની બેડીઓ ઠોકાઈ છે તેમને જન્મભર કેદની મહાભયં-કર સજા થઈ છે! અફસોસ! મારૂં હૃદય ચીરાઈ જાય છે, પ્રભો, વિશ્વંભર! મને મારા પતિથી મેળાપ કરાવો નહિંતર આ દુઃખી પુત્રિને તારા ચરણમાં જલદીથી બોલાવી લે. આ સજા કરનાર મહારાજા માનસિંહની સત્તાનું ઉલ્લંઘન કરે અને મારા પતિનો છૂટકો થાય તેવું તો કાંઈ છેજ નહિં.

સખી—બેન ત્રિલોત્તમા! આ જગતમાં કોઈ પણ ચીજ એવી નથી કે જેને માટે ઉપાય નજ હોય. મહારાજા માનસિંહ સર્વ સત્તા-ધીશ હોવા છતાં શહેનશાહ અકબરનાતો ગમે તેવા પણ નોકરજ છે; તો શું યુવરાજ માટે શહેનશાહની હજુરમાં યુવરાજનો કેસ

તપાસી જોવાની અરજ આપણે કરી શકીએ નહિં ? ત્રિલોત્તમા ! સુખની સીડીનાપહેલા પગથીઆ પરથી ગબડી પડી અત્યંત સંકટ આવી પડ્યું, હૃદયમાં ઝેરી બાણના છિદ્ર થયા છતાં શું આપણી ફરજ નથી કે શોક મુકત થઈ સ્વામીની સેવાને માટે અનંતા ઈલાજ કરવાને તત્પર થવું ? ભૂખ, તરસ અને નિદ્રાનો ત્યાગ કરી અવિશ્રાન્ત આંસુની ધારાઓ પાડવી એ શું એક વીરાંગનાને યોગ્ય ગણાય કે ? આ જગતમાં અનેક પ્રકારના સંકટો મનુષ્યોને આવી પડે છે પરન્તુ તેના ઉપાય પણ હોય છે; ત્યારે શું આજ સંકટ એવું છે કે જેનો કાંઇ ઉપાયજ ના હોય ? રડી રડીને દિવસ ગુજારવા, શોકાગ્નિમાં તરફડીયા મારી ચીસો પાડવી, મારા જીવનનો આધાર-સ્થંભ, મારો પ્રાણ, મારો આનંદ, મારૂં સર્વસ્વ, મારો જગતસિંહ, આ પ્રમાણે ભાન અને બેભાન સ્થિતિમાં પણ બોલ બોલ કરવું એથી શું લાભ ! અને આવા અનેક ઉદ્વેગ કરવાથી ફળ પણ શું મળવાનું છે ? માટે ઉઠ, હિંમત રાખ, અને પ્રિય પતિ જે કેદમાં દુઃખી થાય છે તેની મુક્તિને માટે કાંઇ પણ ઉપાય કર કે જે તારૂં પરમ કર્તવ્ય છે.

**ત્રિલોત્તમા**—( હિંમતમાં આવી અને ઉભી થઇ બોલી. )

દાસી ! ( દાસી પ્રવેશ કરે છે. તેને ત્રિલોત્તમા કહે છે ) કલમ, કાગળ અને લખવાનું સાહિત્ય લઇ આવ.

**દાસી**—કેમ બા ! વાળ હોળું ? વેણી પહેરાવું ?

**ત્રિલોત્તમા**—દાસી ! અત્યારે વેણી પહેરવાનો અને વાળ હોળવાનો સમય નથી. ખડીયો કલમ લાવ. (દાસી ખડીયો કલમ લાવી આપે

છે) દાસી! હવે તું જા. (દાસી જાય છે અને ત્રિલોત્તમા પત્ર લખવા માંડે છે. પત્ર લખતાં લખતાં હૃદય ભરાઈ આવવાથી અશ્રુ ધારા વહેવા લાગે છે. જેમ તેમ કરી પત્ર પૂરો કરી તેને વાંચે છે.)

" શાહજાદી આયેષા!

આ પત્ર દ્વારા હું તમને એક અતિ ભયંકર ખબર આપું છું તે સુખ પૂર્ણ દિવસ તો તમારી સ્મૃતિમાં છે કે જે દિવસે—જે મંગળ રાત્રિએ તમે તે પુરૂષ રત્નને અંતઃકરણના ઉમળકાથી પ્રેમપાશમાં બદ્ધ કરી રાખવાનો મને બોધ કર્યો હતો? હાય! મારા ફુટેલા નસિબને હું શું કહું? આજે મારા તે પ્રાણાધાર, વ્હાલી સખી! કેદ પકડાયા છે. તેમના હાથ પગમાં બેડીઓ નાખવામાં આવી છે. અનેક કારણોથી ગુસ્સે થઈ મહારાજા માનસિંહે તેમને જન્મકેદની સજા ફરમાવી છે. પ્રિય સખી! આ શું જેવો તેવો ગજબ છે?

સંકટમાંજ ઇષ્ટ મિત્રો યાદ આવે છે. એમ કહેવાય છે તે ખોટું નથી. તમારી ને મારી ફક્ત એજ દિવસની ઓળખાણ છે. ફક્ત એજ દિવસ તમારા સહવાસનો મને લાભ મળ્યો છે. પણ એટલામાંજ જે નરરત્નને મેં મારૂં હૃદય અર્પણ કર્યું છે તેને તમે પણ મનથી વરી ચૂક્યા છો એ હું સમજી ગઇ હતી! અમારા પર તમારો અત્યંત પ્રેમ હોય તમે અમારૂં હિત ચાહો છો તેથી આ દુઃખ પૂર્ણ હકિકત તમને લખી જણાવું છું.

સલાહ થયા પછી થોડાક દિવસ બાદ તમે એક પત્ર લખ્યો

હતો. તે પત્રને એક અમૂલ્ય વસ્તુ સમજી બહુ સંભાળથી તેમણે તેને એક રત્નજડિત પેટીમાં રાખી મૂકયો છે. તે પત્ર વાંચી એક છેડે એમણે લખ્યું છે કે, જ્યારે આપણે દુઃખમાં આવી પડીએ ત્યારે આયેષાની સ્મૃતિ કરવી. બહેન, યુવરાજ આ વેળા પળે પળે તમને યાદ કરતા હશે એમાં લેશ માત્ર શંકા નથી.

યુવરાજપર તમારો પ્રેમ છે એ બીના હવે કોઇથી ગુપ્ત નથી. એક વૃક્ષને અનેક લતાઓ વીંટળાય તો તેને કોણ દૂર કરી શકવા સમર્થ છે? એકનો આશ્રય લઇ સર્વ લતાઓ સુખોપભોગ કરી શકે છે!

વ્હાલી બહેન, તું રમણીરત્ન છે! આ જગતમાં તારી બરોબરી કરે એવી કોઇ સ્ત્રી નથી! હું મારા નસીબને બહુ દોષ દઉં છું કે મને તારી સાથે હંમેશાં રહી બે ચાર મીઠી વાત કરવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું નહિ. તું નિઃસ્વાર્થ પ્રેમની મૂર્તિમંત દેવી છે, સખી!

"જ્યારે કંઈ કામ પડે અથવા સ્મરણ થાય ત્યારે પત્ર લખજો" એવું તેં યુવરાજને લખ્યું છે; પણ હાલમાં વારંવાર સ્મરણ થવા છતાં તને પત્ર લખી શકશે નહિ. તેમને જો જરા પણ સગવડ અથવા તક મળી હશે તોતો તેઓએ જરૂર તમને પત્ર લખ્યો હશે!

તું યુવરાજને કઇ રીતીએ અને કેમ મુક્ત કરીશ એ હું કહી શકતી નથી; કિંવા અમુક કર એવી સલાહ આપવાની પાત્રતા પણ મારામાં નથી. આ જગતમાં કુમાર જગતસિંહ પર સર્વે કરતાં અધિક પ્રેમ ત્હારોજ છે. ત્હારા શિવાય વિશેષ પ્રેમ કોઇનોજ નથી આથીજ મેં તને આ હકિકત જણાવી છે. તને આ ખબર જણાવી

મેં મારૂં કર્તવ્ય બજાવ્યું છે. હવે આગળનું સર્વ કામ કરવાનો ભાર તારે માથે છે; અને તું તારૂં કર્તવ્ય પૂર્ણપણે બજાવીશ એવી મને સંપૂર્ણ ખાત્રી છે.

હવે નાહક રૂદન કરવામાં સાર નથી. જો તને યોગ્ય લાગે તો પ્રત્યુત્તર આપજે. કદાપિ મને પ્રત્યક્ષ મળવાની જરૂર પડે તો પણ ફીકર કરતી નહિ. તું કહેશે તે પ્રમાણે હું કરીશ. હવે મારા નાવની તું સુકાની છે!

દુઃખી તિલોત્તમા.

( પત્ર વાંચી બંધ કર્યા પછી એ પર શાહજાદી આયેષાનું સંપૂર્ણ શીરનામું કરી તે પર સીલ અને મહોર મારી આમ તેમ આંટા મારવા લાગી. પત્ર લખવાથી તેમને સંતોષ થયો હોય તેમ જણાયું. )

**ત્રિલોત્તમા**—મેં મારૂં કર્તવ્ય કર્યું છે! પ્રભુ! હવે તારે શરણે!

( દાસીને બોલાવી કાગળ આપે છે ) દાસી! આ પત્ર તું લઇને બા પાસે જા. બાને કહેજે કે પઠાણ કતલુખાનના દરબારમાં આયેષા નામની સુંદરીને આ પત્ર પહોંચાડવાનો બંદોબસ્ત કરો કે જેથી આપણા સંકટનું નિવારણ થવાનો સંભવ છે; માટે બાને કહેજે કે આ પત્ર પહોંચાડવાનો બંદોબસ્ત જેમ બને તેમ જલદી કરવાનો છે. ( દાસી જાય છે. ત્રિલોત્તમા તથા તેની સખી પણ બીજી બાજુએ પ્રયાણ કરે છે. )

---

# અંક પહેલો.

—✻—

## પ્રવેશ નવમો

**સ્થલ**—તદનલાલનો નિવાસ.

**પાત્ર**—તદનલાલ તથા તફડાવગીર.

**તદનલાલ**—ભાઇ તફડાવગીર! મારા ઘરવાળા માંદા થયાં છે. વૈદ્ય કહે છે કે તેને ગાયનું દૂધ આપવું ભેંસનું દૂધ ભારે પડશે; તેનો હવે ઇલાજ શું કરવો?

**તફડાવગીર**—પાંજરાપોળમાંથી એક ગાય મંગાવો અને તેનું દૂધ શેઠાણીને ખવડાવો; શેઠાણી સારા થાય કે પાછી ગાય પાંજરાપોળને સ્વાધીન કરવી.

**તદનલાલ**—અરે! ભલા માણુસ! તું તફડાવગીર થઇ આવો ખરચ કરવાનો રસ્તો બતાવે છે તે તારા નામને શોભતું નથી. કોઇ જગ્યાએ ગાયના દૂધનું સદાવ્રત હોય તો બતાવ; નહિં તરતો મેંજ જે શોધ કરી છે એ બરાબર છે.

**તફડાવગીર**—કેમ ભાઇ, તમારી તેવી શું શોધ છે? તે તો બતાવો.

**તદનલાલ**—અરે! બેડો પાર! દોઢીયા એકનો ખરચ નહિં અને દૂધની ખોટ નહિં. એક લીસ્ટ બનાવો કે મુંબઇમાં કેટલા લોકો ગાયોને પાળે છે.

**તફડાવગીર**—તેવા તો એક હજાર નામ થાય; ભાટીયાઓ જેટલા શ્રીમંત કહેવાય છે તે સઘળા ગાયોને પાળે છે; અને કોઇને ગાય પાળવાને જોઇએ તો મફત ગાય આપે છે. વળી, તમારી ન્યાતના વાણીઆઓ પણ આજકાલ તો ગાયો રાખતા શીખ્યા છે. કેમ શું વિચાર છે ! માગી ભીખીને ગાયનું દૂધ પણ મેળવવું છે કે કેમ ?

**તદનલાલ**—અરે ! મૂર્ખા ! તારી ફઇને શરમ ના આવી કે તારૂં નામ તફડાવગીર પાડયું ? માગી ભીખીને ખાવામાં દૂધને બદલે કાંઇ પાણીનો સ્વાદ આવે છે ? આપનારા ઉલ્લુ અને મૂર્ખા અને તેમાં આપણે ખાનારાઓને શું ? હરામકા માલ ખાના અને દુનીઆકુ ઉલ્લુ બનાના એઇ તો આપણી ખૂબી હૈ ખુબી ?

**તફડાવગીર**—રોજ દશ ઘેર કહેવડાવશો તો દૂધ તો ઘણું આવશે.

**તદનલાલ**—અહિંઆ ઓછું જોઇએ છે પણ કોને ? હરામનું તો મળે તેટલું લેવું.

**તફડાવગીર**—પણ વધારાના દૂધને કરશો શું ?

**તદનલાલ**—વધારાના દૂધની ચાઇ પીશું, જમતી વખતે ભાતમાં ખાઇશું અને વધશે તો મેળવીને ઘી કરશું. શેઠાણી માંદા થયા તેમાં આપણને લાભ શું ! દવા તો ધર્માદાના ડોકટર પાસેથી લઇએ છીએ. દાહીલું બેસતું નથી અને દૂધમાંથી વધારો પાડીશું તે નફામાં છે. કેમ ભાઇ ! દે તાળી.

( બન્ને જણા જાય છે. )

---

# અંક પહેલો.

---

## પ્રવેશ દશમો.

**સ્થલ**—ઉસ્માનખાંનનો દરબાર.

**પાત્ર**—સુલેમાનખાન, ઉસ્માનખાન, આયશા અને પહેરે.

**સુલેમાનખાન**—નવાબ સાહેબ, આપ શું વિચારમાં મશગુલ થએલા છો! રાજકર્તાની સ્થિતિ આનંદી, વિલાસીને સુખી હોવી જોઇએ તેને બદલે આપનો ચહેરો વિચારગ્રસ્ત અને દુઃખી શામાટે જણાય છે?

**ઉસ્માનખાન**—ભાઇ સુલેમાન! તમારા કહેવા પ્રમાણે આનંદ અને વૈભવ વિલાસમાં પોતાનું અમૂલ્ય આયુષ્ય ખર્ચી નાંખવું એ મને ઘણું જ ખરાબ લાગે છે. વિર પઠાણોના વંશજે વારાંગનાઓના જલસા કરાવી એશ આરામમાં જીવન ગાળી વ્યભિચારીણી કુલટાઓ સાથે વિનોદ માની દિવસો વ્યતીત કરવા તેના જેવું નિંદાનું બીજું કોઇ પણ કામ હોઇ શકેજ નહિં. આપણો ધર્મ છે કે રણાંગણમાં તરવાર લઇ અનેક વીરો સાથે યુદ્ધ કરી કીર્તિ મેળવવી, ગુમાવેલું રાજ્ય પાછું મેળવવું અથવા કે જીંદગીનો અંત લાવી પરવરદિગારના દરબારમાં યુદ્ધ ખડગોથી ઘાયલ થઇ મગરૂબી સાથે હાજર થવું. પરંતુ રૂપ સૌં-

દર્યવાળી સ્ત્રીઓમાં આનંદ માની જનાનખાનામાં પડી રહેવું એ જીવન તો મને બહુ ધિક્કારને પાત્ર જણાય છે.

આપણા પૂર્વજો ભારતવર્ષનું સામ્રાજ્ય ભોગવતા હતા તેને બદલે આજે દિલ્હીના સિંહાસન ઉપર મોગલોનું સામ્રાજ્ય ચાલે છે એ મારાથી જોઇ શકાતું નથી. દિલ્હીના તખ્ત ઉપર મોગલો કરતા પઠાણોનો હક્ક પહેલો છે કારણ કે કુતબુદિન પઠાણ હતો અને કુતબુદિને હિંદુસ્તાન ઉપર પ્રથમ સામ્રાજયની સ્થાપના કરેલી હતી. કુત્તબુદિન પાસેથી મોગલ શહેનશાહ બાબરે આ દેશનો કબજો લીધો અને પઠાણોનાં દુર્દૈવે હીન સ્થિતિ પ્રાપ્ત થઇ; આવી દુર્દશામાં પડીજ રહેવું અને ઉન્નતિને માટે બીલકુલ પ્રયત્ન ન કરવો એ તો મને વીરોનું નહિ પણ નામર્દનું જ કામ હોય તેવું લાગે છે. છેલ્લી સુલેહ માનસિંહ સાથે થઇ તેનો ભંગ કરવો એ કંઇ અશક્ય નથી. કારણ કે દુનીઆમાં થએલી કોઇ પણ સુલેહનો વહેલો મોડો ભંગ થયા વિના રહેતો નથી અને રહેવાનો પણ નથી; અને આ તહનામાનો ભંગ કરતા જે જે વિચારો કરવા જોઇએ તે કરતા ચારે બાજુથી મને આફત દેખાય છે. મર્હુમ નવાબ આપણા પિતા કત્લુખાનના મૃત્યુ થવા બાદ રાજ્યમાં ચારે બાજુએ ગરબડ મચી રહી છે, માનસિંહની યુદ્ધ સામગ્રિ પ્રચંડ તૈયારી નજર સામે જોયાં કરૂછું. આ સઘળા વિચારો મારા મનમાં ઘોળાયા કરે છે અને તેથી જ મારી માનસિક શક્તિનો નાશ થયો છે.

**સુલેમાનખાન**—નવાબ સાહેબ, આપ વિદ્વાન અને બુદ્ધિવાન છો

છતાં મારે કહેવું જોઇએ કે આપ મૃગજળના ઝાંઝવાથી જળની પ્રાપ્તિને માટે ઇચ્છા કરી નાહક દેહનું દમન કરો છો અને વિચાર શક્તિની વગર કારણે આહુતી આપો છો તે તો મને જરાપણ ગમતું નથી. ખુદા તાલાએ આપેલી રિદ્ધિસિદ્ધિથી સંતોષ માનવો એજ આપણી ફરજ છે.

**ઉસ્માનખાન**—બાયલા, નમાલા સુલેમાન તું પઠાણ કતલુખાનના નામને કલંક ચઢાવે છે. વિલાસ, વૈભવ, શરાફબાજી અને કુલટાઓનો સમાગમ આવી નીચ વૃત્તિઓએ તને ઘેરી લીધો છે તેથી જ તું બીકણ બન્યો છે અને તારૂં જીવન તને પ્રતિષ્ઠા કરતા વધારે વ્હાલુ છે; માટે જા, અહિંથી બહાર નીકળ; તારૂ મોં મને બતાવીશ નહિં.

**સુલેમાનખાન**—નવાબ સાહેબ, આપ એટલા બધા ગુસ્સે શા માટે થાઓ છો ? હું તો માત્ર સમયને માન આપવાની આપને સલાહ આપુછું.

**ઉસ્માનખાન**—સુલેમાન ! તું હમણાં અહિંઆથી જા અને આયશાને મોકલ.

( સુલેમાન જાય છે અને આયશા પ્રવેશ કરે છે )

**ઉસ્માનખાન**—કેમ આયશા, તબીએત તો મઝામાં છે ને ?

**આયશા**—નવાબ સાહેબ, આપના આશ્રય અને મહેરબાનીથી હું ઠીક રીતે સુખી અને મઝામાં છું કારણ કે મારી છ મહીનાની

નાની વયમાં મારી માતાનો સ્વર્ગવાસ થતાં આપના માતા પિતાએ લાલન પાલન કરી કોઇ વાતની ખોટ મને પડવા દીધી નથી. મારા પિતા પણ મારા માતુશ્રીની પાછળ તેમના વિરહથી જીવન પૂર્ણ કરી પોતાની સહચારીણિ અર્ધાંગના પાછળ ગયા અને હું માતાપિતા વિનાની હતભાગી આયશા જેને ઘેર આપના માતાપીતાએ પુત્રિ સમાન પ્રેમથી પોષિ છે અને આપની પણ મારા તરફ સંપૂર્ણ કૃપા છે એ જોઇ મને કોઇ પણ પ્રકારના સંકટનું સ્મર્ણું કદી પણ થતું નથી.

**ઉસ્માનખાન**—આયશા! તારી સંપત્તિ અને તારા પિતા તરફની દોલત આ સર્વ રાજ્ય તરફથી અત્યાર સુધી સંભાળવામાં આવેલાં છે પરંતુ હવે તું ઉમર લાયક થએલી હોવાથી તારી દોલત તારા તાબામાં લે એવી મારી ઇચ્છા છે. લલિતવદના! સૌંદર્ય દેવી! આયશા! પઠાણો ઉપર મોગલોની સત્તા મારા હૃદયમાં ઝળઝળાટ સાથે મને પ્રજાળી મૂકે છે, માટે કદાચ મને યુદ્ધ કરવાની ઇચ્છા થાય તો તેનું પરિણામ શું આવે તે કાંઇ કહી શકાય નહિં માટે આયશા તું તારૂં સંભાળ.

**આયશા**—પઠાણોની હજાતિ એજ મારા અંતઃકરણની છેવટની ઇચ્છા છે. જે જોવાને હું તલપી રહી છું માટે મોગલો સાથે જો યુદ્ધ કરવાની તારી ઇચ્છા હોય તો હું પણ તારી સાથે અડગપણે ઉભી રહેવા આતુર છું.

**ઉસ્માનખાન**—આયશા! તને કેટલી શાબાશી આપું? ઘડીક પહેલાં કાયરતા અને ભીરૂતાવાળી સલાહ મને મારા બાઇ

તરફથી મળી હતી; ત્યારે આયશા! તું એક ખરેખરી વિરાંગના છો. તેં મારા શરીરમાં નવા લોહી અને અપાર બળનો ઉમેરો કર્યો છે. હવે હું જરૂર મોગલોને હરાવી પુનઃ પઠાણોનું સામ્રાજ્ય સ્થાપન કરવાને શક્તિવાન થઇશ તેવી મને ખાત્રી થાય છે.

**આયશા**—નવાબ સાહેબ! મેં આપનું અનાજ ખાધું છે, આપના માતાપિતાએ મને પુત્રિની માફક પાળી છે તો મને પણ તેમની અને તેમના રાજ્યની કીર્તિને માટે તેમની પુત્રિને જે આતુરતા થાય તેના કરતાં લેશ માત્ર પણ મારો ઉત્સાહ ઓછો હોવો નજ જોઇએ. નવાબ સાહેબ! આપના મનમાં ગમે તે હોય પરંતુ આપના કુટુંબને કદી પણ નિમકહરામ નહિજ નિવડુ માટે વિરત્વતા ધારણ કરી હથિયાર પકડી મોગલોને હરાવવાને તૈયારી કરવા માંડો. જે માતાપિતાના આપ પુત્ર છો તેની જ હું પણ પુત્રિ છું એમ સમજી મારાપર વિશ્વાસ રાખી યુદ્ધમાં મને સાથે રાખજો. એમજ સમજજો કે યુદ્ધમાં હું પણ આપની સગી બહેન સમાન છું અને આપ મારા વિશુદ્ધ બંધુ છો. દુનીઆમાં બેન કરતાં વધારે શુભેચ્છક બીજું કોઇ હોઇ શકતું જ નથી. વર્ષાદ પાડનારી વાદળીને સંબોધિ બેન કહે છે "વાદળી, મારા ભાઇના ક્ષેત્રમાં તું વરસજે." આ જગ્યાએ હું પાક પરવરદિગારને અરજ કરૂંછું કે મારા શરીરના ચુરેચુરા થઇ જાય, આ દેહમાં ઝીણાં ઝીણાં ત્રિશુલો ભોંકાય અને તેની મહા વેદનાથી પ્રાણ પરવરદિગારના દરબારમાં પહોંચી જાય તો તેની મને લેશ માત્ર પણ

પરવા નથી; પરંતુ મારા પરમ પ્રિય બંધુ નવાબ સાહેબ ઉસ્માનખાનનો વિજય થાય. નવાબ સાહેબ, આપ મારા સગા ભાઇ કરતાં વિશેષ છો, આપને હું ચાહું છુ અને આપના કોઇ પણ કાર્યમાં પ્રાણની પણ પરવા કિધા વિના જે કહો તે સેવા બજાવવાને તૈયાર છું.

**ઉસ્માનખાન**—આયશા ! તારો જુસ્સો અને પ્રેમ જો કે અલૌકિક છે તોપણ તે મને તો હતાશ પમાડનારા અને દુઃખદાયક છે કારણ કે ભાઇ અને બેનનો સંબંધ રાખવા કરતા મને તો તને મારી જીંદગી પર્યન્તના સુખદુઃખની સાથી બનાવવાની ઇચ્છા હતી પરન્તુ તે તારી ઇચ્છાને આધીન વાત છે.

**આયશા**—ભાઇ ઉસ્માન ! તે કેમ બને ? સાથે રમ્યા, સાથે જમ્યા, ભાઇ બેન તરીકે લ્હાવા લીધા, 'ઉસ્માનભાઇ, અને આયશા બેન આ પ્રમાણે અરસપરસ બોલાવ્યા, હવે એ કેમ બદલાય ?

**ઉસ્માનખાન**—આયશા ! આ તારૂ ડહાપણ બધું જવા દે. હું સમજુંછું કે તેં તારો પ્રેમ યુવરાજ જગતસિંહને આપ્યો છે. પરન્તુ, તે તને ચાહતો નથી તેનું કેમ ? આયશા ! ભલે હમણા તો તુ જા; આ સંબંધમાં વળી બીજે વખતે આપણે વાતો કરીશું કારણ કે વજીર સાહેબને મેં બોલાવ્યા છે અને તેને આવવાનો સમય પણ થયો છે.

( આયશા જાય છે અને વજીર સાહેબ પ્રવેશ કરે છે.

વજીર વૃદ્ધ ઉમરનો, બુદ્ધિશાળી અને અનુભવી તેની મુખમુદ્રાપરથી જણાતો હતો. ઉસ્માનખાન આસનપરથી ઉતરી વૃદ્ધ વજીરનો હાથ પકડી આસન પર બેસાડ્યા. સુશોભિત આસન ઉપર વજીરે પોતાની બેઠક લીધા પછી ઉસ્માનખાન બોલ્યો. )

**ઉસ્માનખાન**—વજીર સાહેબ, કાંઇ નવીન ?

**વજીર**—જગતસિંહને કેદ કરવામાં આવ્યો એ તો હજુર સાહેબે સાંભળ્યું હશે ?

**નવાબ**—હા સાંભળ્યું, પણ તેથી આપણને કાંઇ લાભ યા હાનિ થવાની નથી.

**વજીર**—કેમ નથી ? જરૂર લાભ મલશે, મહારાજા માનસિંહે પઠાણો સાથે કરેલી સલાહ શહેનશાહ અકબરને પસંદ નથી આથી સલાહ તૂટે એવું કોઇ કારણ ઉપસ્થિત કરવાનો યત્ન અકબરશાહ કર્યા વિના રહેશે નહિ.

**નવાબ**—" જગતસિંહની કેદી દશા સાથ સલાહ તોડવાની વાતને શું સંબંધ છે ? "

**વજીર**—" એ બાબત વચ્ચે સંબંધ છેજ જગતસિંહ જ્યારે આપણે ત્યાં કેદ હતો ત્યારે આપણે તેને કોઈ પણ જાતની તકલીફ પડવા દીધી ન્હોતી-તેને નારાજ થવાનું એક પણ કારણ આપ્યું

-હોતું. આથી તે આપણાપર ખુશ હોવો જોઇએ. સર્વ પુરાણ બોલવાની હાલમાં જરૂર નથી. પણ મને લાગે છે કે, આપણી સાથ મિત્રતા રાખવાનું એ એક પ્રધાન કારણ છે."

(અંતીમ વાક્યો મંત્રી શા હેતુથી બોલ્યો તે તરૂણ નવાબ સમજી ગયો તીવ્ર વ્યથા જેમ તેમ દાબી દઇ તે બોલ્યો.)

**નવાબ**—"જગતસિંહ આપણે માટે સારો મત આપી બાદશાહ પાસે થએલી સલાહ કાયમ રખાવત, પણ હવે તે કેદ થવાથી કંઇ થઇ શકનાર નથી એ જ તમારા બોલવાનો હેતુ છેને ?"

**વજીર**—"હા–આ ક્ષુદ્ર સેવકનો એ જ હેતુ છે. (વૃદ્ધ વજીર ધીમેથી બોલ્યો ત્યાર પછી તેણે બહુ ધીમેથી નવાબના કાનમાં કેટલીક વાત કરી તે સાંભળી ખાન બોલ્યો.)

**નવાબ**—આપ હુશીઆર છો, વૃદ્ધ છો.

તમને કંઇ કહેવાનો મને અધિકાર નથીઃ પણ હું એમ કહું છું કે, આપણને એવી સલાહથી શું ફાયદો થયો છે અથવા થનાર છે ? આપણે યુદ્ધ કરી, હજારો સૈનિકોનો ભોગ આપી, પાણી પ્રમાણે પૈસા ખર્ચી જીતેલો મૂલક એ તહેનામાને લીધે જ આપણને છોડવો પડયો છે. જગન્નાથનું સંપત્તિ સંપન્ન મંદિર અને પુરી શહેર મોગલોને આપવાં પડયા એનું કારણ પણ એ સલાહ જ છે. ખરેખર એવી સલાહ બહુ શરમાવનાર અને નાશકારક ગણાવી જોઇએ. જો ખુદ શહેનશાહ અકબર જ એ સલાહ તોડશે તો તો બહુ જ સારૂં થશે. હું તે દિવસને

એક મંગલ દિવસ ગણીશ.”

( થોડીકવાર વિચાર કરી વૃદ્ધ મંત્રી બોલ્યો. )

**વજીર**—“હું આ બાબતમાં હજુર સાથ વિવાદ કરવા માગતો નથી. આપ જ વિચાર કરી જોજો. આજકાલ આપણી ગ્રહ દશા વાંકી છે, નામવર!”

**નવાબ**—“એ ખરૂં છે. માનસિંહની સામે જઇ, તેને રણાંગણમાં નિમંત્રણ કરવાનું આપણામાં હાલ સામર્થ્ય નથી. પરંતુ તે પાત્રતા—તે સામર્થ્ય પ્રાપ્ત કરવા માટે આપણે કદિ પ્રયત્ન કર્યો છે કે?”

**વજીર**—“મારાપર કામનો કેટલો બોજો છે તે હજુરને ખબર છે. વૃદ્ધાવસ્થા તથા મંત્રી પદની ભારે જોખમદારીને લીધે મારાથી બીજી તરફ ધ્યાન અપાતું નથી. એટલે લાચાર!”

**નવાબ**—“તમે જે કામ કરો છો તે તમારી વય પ્રમાણે યોગ્ય જ છે વૃદ્ધાવસ્થામાં લડાઇનો વિચાર ન કરવો એ જ યોગ્ય છે. સલાહ કાયમ રહી, સર્વત્ર શાંતિ પ્રસરે એવી તમારી ઇચ્છા હોય એ સ્વાભાવિક જ છે; પણ મને માફ કરજો. આ તહનામું હું અતિ લજ્જા સ્પદ ગણું છું. વખત મળતાં તેની સઘળી સરતો તોડી હું લડાઈ જ વ્હોરવાનો એમાં કંઇ જ શક નથી. પણ એ સમય આવતાં સુધી આપણી તૈયારી ચાલુ જ રાખવી જોઇએ અને તે વ્યવસ્થા પણ હું કરી લઇશ, સર્વ તૈયારી થઇ રહ્યા પછી હું તમને જણાવીશ.”

**વજીર**—" આ વેળા હુઝુરને આ વિષયમાં કંઇ સલાહ આપવાની સ્થિતિમાં હું નથી. મહારાજા માનસિંહ જગન્નાથપુરીની યાત્રા કરવા આવે છે એવી બીજી ખબર છે.

**નવાબ**—કાફર હિંદુઓ પાષાણની મૂર્તિને ઇશ્વર સમજી તેની પૂજા કરે છે એ વાત ખરી. પણ મોગલસમ્રાટનો મુખ્ય માંડલિક માનસિંહ પણ એવો જ મૂર્ખ છે એ કેવું આશ્ચર્યજનક?

**વજીર**—" માનસિંહ મોટા ઠાઠમાઠથી આવે છે એવી પણ ખબર મળી છે."

**નવાબ**—" આવવા દો. તહનામા પ્રમાણે આપણે પુરી છોડી દીધું છે. હવે બંગાલનો સુબેદાર ભારે ઠાઠમાઠ સાથ આવે અથવા ભીખમાગતો આવે તેમાં આપણને શું?"

**વજીર**—" આપણે આ માટે થોડોક વિચાર કરવાનો છે કારણ કે પુરી જતાં મહારાજા આપણા પ્રદેશમાંથી જનાર છે."

**નવાબ**—"જવાદોને બિચારાને! રસ્તો કંઈબંધ કરી શકાય એમ છે? ગરિબ હો, અમીર હો, ગમે તે હો, રસ્તે ચાલવા માટે કોઇને કશી પણ મના નથી."

**વજીર**—" તે માટે હું કહેતો નથી. પણ આપણી હદમાંથી એ જ્યારે જશે ત્યારે આપણે એક કામ કરવું પડશે."

**નવાબ**—" શું?"

**વજીર**—" તે જ્યારે આપણા પ્રદેશમાંથી પસાર થશે ત્યારે આપણે તેની વ્યવસ્થા જાળવવી પડશે."

**નવાબ**—"શા માટે ?" જરા અનિચ્છાથી ખાન બોલ્યો.

**વજીર**—" શા માટે એટલે ? આપણી ને તેની જે સલાહ થઇ છે તેથી તેને માન આપવું યા અપમાન આપવું એ ખુદ શહેનશાહને માનાપમાન કર્યા બરાબર છે. માનસિંહ મોગલ સામ્રાટનો પ્રતિનિધિ છે."

**નવાબ**—"તેનો સત્કાર કરવા માટે શું કરવું પડશે ?"

**વજીર**—"આપણી સરહદ સુધી આપને તેની સાથે રહેવું પડશે."

( ઉસ્માનખાન પોતાની જગ્યા પરથી ઉઠી ખિન્ન વદને આમ તેમ ફરવા લાગ્યો. બે ચાર આંટા મારી પુનઃ તે વૃદ્ધ વજીર આગળ આવી દૃઢતાસૂચક સ્વરે બોલ્યોઃ )

**નવાબ**—"આટલી બેઇજ્જત, આવું અપમાન, મારાથી કદિ સહન થશે નહિ માનસિંહ વીર હશે, બહાદૂર હશે. શહેનશાહની તેના પર કૃપા હશે તોપણ હું તો તેને બાદશાહ અકબરનો એક ગુલામજ ગણીશ ! આપણે હાલમાં પડતીમાં છીએ તો પણ સ્વતંત્ર છીએ. જે માનસિંહે પોતાની પ્રતિષ્ઠા વધારવા માટે રાજપૂત કુળને કલંકિત કીધું, રાજપૂતની કન્યા—બીજા ત્રીજાની તો રહી પણ ખુદ પોતાની જ બહેનને મોગલ બાદશાહ સાથ

પરણાવી, પોતાના ધર્મનું અને કુળનું અભિમાન છોડી દીધું, અને એવાં નીચ અને નિંદ્ય કામો કરી જેણે પોતાની પ્રતિષ્ઠા વધારી તેની આગળ આ ઉસ્માનખાન કદિ પણ મસ્તક નમાવશે નહિ. હમણા અમારા વાંકા દહાડા છે? હશે તેથી શું થયું? અમે આજ સુધી લડતા જ આવ્યા છીએ અને તેથી જ સ્વતંત્ર છીએ. જય મળવો અથવા પરાજય એ કોઇનાહાથમાં નથી. ઓડિસાનો સ્વતંત્ર નવાબ અકબર બાદશાહના એક ક્ષુદ્ર ગુલામને કદિપણ નમશે નહિ.''

વજીર—''માનસિંહ તરફથી એક પત્ર પણ આવ્યો છે.'' વજીરે એક પત્ર કાઢી ઉસ્માનખાનના હાથમાં મૂકતાં કહ્યું. પત્રનો સારાંશ એવો હતો કે; ', મહારાજા તિર્થયાત્રા કરવા નીકળ્યા છે તેઓ ઓડિસાની હદમાંથી પણ પસાર થશે. જ્યારે ઓડિસામાં તેમનું આગમન થાય ત્યારે ઓડિસાના બન્ને નવા નવાબો તેમની મુલાકાત લેશે એવી આશા છે.''

(આ ખરિતો મંત્રી ઇસાખાનપર લખવામાં આવ્યો હતો. પત્ર વાંચી તે ઇસાખાનને પાછો આપતાં તરૂણ નવાબ બોલ્યો:)

નવાબ—''આ બાબત વિચાર કરી હું કાલે જવાબ આપીશ.''

વજીર—''હું હવે જાઉંછું. પણ જતા જતા એટલું જ કહું છું—''

નવાબ—''શું?''

વજીર—''મહારાજા માનસિંહે જે સલાહ કરી છે તે કુમાર જગતસિંહની ભલામણપરથીજ થઇ છે. આજ તદનામાથી આપ

ઓડિસાના નવાબ બન્યા છે। એ વિસરી જવાનું નથી. આપણે આ પ્રાંતના માલિક છીએ એ વિચારતા જેમ કંઇ લાગતું નથી તેજ પ્રમાણે મોગલોનું સ્વામિત્વ સ્વીકારતાં પણ આપણને કંઇ લાગવું જોઇએ નહિ. સલાહ કરતી વેળા હું જ માનસિંહ પાસે નજરાણું લઇ ગયો હતો અને તેને તાજીમ પણ કરી હતી. તે વેળા નવાબ સાહેબ પણ મારી સાથે હતા. માનસિંહ ગમે તેવા હો. પણ આપણે પોતે જાણી જોઇનેજ તેનું સ્વામિત્વ સ્વીકારી લીધું છે અને દિલ્હીશ્વરના આશ્રયમાં રહી ઓડિસાપર રાજ્ય કરવાનું કબૂલ કર્યું છે એ વાત આટલા થોડા વખતમાં ભૂલી જવ એ યોગ્ય નથી."

નવાબ—"હા. એ બનાવ હું કદિ પણ ભૂલી શકીશ નહિ, એ અપમાન હું કદિ પણ ભૂલી જઇશ નહિ. ઇશ્વર કૃપાથી એ કલંક જલદીથી જ નાશ પામશે."

વજીર—'જ્યાં સુધી આપણે આપણી પૂર્ણ તૈયારી કરીએ નહિ ત્યાં સુધી આપણે દિલ્હીશ્વરના સુબેદારનો સત્કાર કરવોજ પડશે; નહિ તો તુરત જ દીલ્હીશ્વરનું લડાઇનું આમંત્રણ ઢોલ વગાડતું આવી પહોંચશે. મારૂં કહેવું એટલુંજ છે કે, જે કરો તે પુખ્ત વિચાર કરીને કરજો વૃદ્ધાવસ્થાને લીધે મારો એક પગ તો કબરમાં જઈ પહોંચ્યો છે! મારી જીંદગીનો ભરોસો નથી. છતાં જ્યાં સુધી મારા શરીરમાં જીવ છે ત્યાંસુધી તમને સુખી રહેલા જેવા હું આતુર છું. તેથી કૃપા કરી મારી હયાતીમાં લડાઇમાં ઝીંપલાવવાનું દુઃસાહસ કરશો નહિ. પછી તમારી મરજી!...હવે હું જાઉં છું." કહી વૃદ્ધ મંત્રી મુજરો કરી ત્યાંથી ચાલી ગયો. નવાબ સાહેબ પણ અંતઃપુરમાં ગયા.)

---

# અંક પહેલો.

## પ્રવેશ અગીઆરમો.

સ્થળ— તદનલાલનું શયનગૃહ.

પાત્ર—તદનલાલ તથા તેની સ્ત્રી.

**તદનલાલ**—કેમ સાંભળો છો કે?

**શેઠાણી**—કેમ શું સંભળાવો છો?

**તદનલાલ**—ન્યાતમાં એક મરણ થયું છે તે છેડા વાળવા જવું પડશે.

**શેઠાણી**—પણ જાઉં કેવી રીતે? ચોકખા ત્રણ માઈલ દૂર છે. લોકો આપણને મોટા લખોપતિ કહે છે, હજારો હવેલીઓના લાખો ભાડુતો શેઠ શેઠાણી કહીને બોલાવે છે તેવી સ્થિતિમાં પગે ચાલીને જઇ શકવાનું મ્હારાથી બનવાનું નથી.

**તદનલાલ**—અરે ગાંડી! પગે ચાલતાં જઇએ શું કામ?

**શેઠાણી**—ત્યારે કયા ગાડી ઘોડા તમે વસાવ્યા છે કે ગાડીમાં બેસીને જાઉં? પાંજરાપોળમાં મુકવા જેવો એક ઘોડો અને રસ્તા વચ્ચે ધ્રુજત લે તેવી ગાડી રાખી છે અને તેમાં પણ

અમારે ભાગે તેવી ગાડી પણ કદી આવની નથી; તો પછી શું કરવું?

**તહનલાલ**—આટલા વર્ષ મારી સાથે રહી પણ તને મારો પાસ ના લાગ્યો! નજીકમાં ગાડીઘોડાવાળા મૂર્ખો અને કૃતનીઆઓનો ક્યાં તોટો પડ્યો છે? વખત થાય એટલે આવા ત્રણ પડોસીઆને ત્યાં જઈએ અને તેની બાયડીને કહીએ કે મારો ઘોડો 'સીક' છે માટે તમારી સાથે આવવાની છું; આમ કહીને ઝુકી પડીએ. કાંઈ ભાન છે ભાન? આવા મૂર્ખો અને ભોળાઓનો લાભ ના લઈએ તો પછી આપણી અક્કલ કામની શું? એ તો ગમે તેમ કરીને લાગુ જ પડી જાવું; સમજી?

**શેઠાણી**—સમજી તમારૂં કપાલ! આવા ભીખારી વેડા હવે મારાથી થઇ શકતા નથી! તમારે પાને પડી લોકોની ગાળ અને નિંદા સાંભળ્યા સિવાય બીજું કશું સુખ મને મળ્યું નથી. હું તો ગાડી માટે ભીખ માગવા જવાની નથી.

**તહનલાલ**—હવે આજે તો જા; પછી જોઇ લઇશું; દિવાળી પછી તારે માટે જુદી ગાડી વસાવશું; સમજીને?

(તહનલાલ મનમાં બબડે છે; અત્યારે તો બલા કાઢ; દિવાળીની વાત દિવાળી સાથે!)

---

# અંક પહેલો.

—:૦:—

## પ્રવેશ બારમો.

**સ્થળ**—ઉસ્માનખાંનનો મ્હેલ.

**પાત્ર**—ઉસ્માનખાંન વજીર—અને પાછળથી કાશમીરી બેગમ.

**ઉસ્માનખાન**-વજીર સાહેબ ! મહારાજા માનસિંહનો પત્ર વાંચી બહુજ ખેદ થાય છે; પઠાણોએ સલાહ કીધી, મોગલોનું વડપણ કબુલ રાખ્યું તેથી શું અમનેજ લાભ થયો છે ? શું એ તહનામાથી મોગલોને કાંઇ ફાયદો છેજ નહિ ? સ્વર્ગવાસી નવાબ સાહેબે માનસિંહનો પરાભવ કર્યો હતો, તેના પુત્રને પણ કેદ કીધો હતો અને બંગાલમાં વિષ્ણુપુર સુધી પોતાનો અધિકાર સુસ્થાપિત કર્યો હતો તેજ વેળા અમે ધારત તો જગતસિંહને માનસિંહ પાસે જવા દેતજ નહિ. અને જો એમ થાત તો માનસિંહને હુમલો કરતાં કેટલો એક વખત નીકળી જાત અને અમે તેટલામાં અમારી તૈયારી કરી આખું બંગાલ અમારા તાબામાં લઇ લેત; પરન્તુ, દુર્ભાગ્યે નવાબ સાહેબ પરલોકવાસી થયા આથી અમારી હિંમતનો લોપ થયો કે આવી વેળાએ લડાઇ કરવી એ ઉચિત નથી. આમ સમજીને સલાહ કરવામાં આવી ખરી; પણ એ સલાહ પઠાણોએ લડાઇથી ડરી

જઈને કરી નહોતી. પઠાણો યુદ્ધમાં કદિ પણ પીઠ બતાવતા નથી. માનસિંહના પુત્રને કાંઈ પણ ત્રાસ ન આપતાં તેને સુરક્ષિતપણે જવાદેવામાં આવ્યો આ ખરેખરી અમોએ પ્રશંસા પાત્ર ઉદારતા બતાવેલી છે. આમ હોવા છતાં, અમે આવી ઉદારતા બતાવ્યા છતાં અમારે માથે ગુલામગીરી જેવો બોજો નાખવો, અમારા પર પોતાની સત્તા ચલાવી, મોગલોના આશ્રય નીચે રહેવાનું અમારી પાસે કબુલ કરાવવું એ માનસિંહને માટે ઉચિત નથી, આજના પત્રમાં પણ પોતાની સત્તાદર્શક ભાષા ન વાપરતાં મિત્રભાવે લખ્યું હોત કે ઓડીસામાંથી હું જ્યારે પસાર થઉં ત્યારે નવા નવાબો મારી મુલાકાત લઇ મને આનંદિત કરશે. જો આવા શબ્દો લખ્યા હોત તો જરૂર હું નજરાણું લઇ સામે ગયો હોત અને મિત્રતા વધારવાનો પ્રયાસ પણ હું જરૂર કરત. પરંતુ, હવે તો હું કદિ પણ જઇશ જ નહિ, સુલેમાનખાન કંઇ પણ રાજદ્વારી કામમાં ભાગ લેતા નથી એટલે તેઓ તો જઇ શકશે જ નહિ અને હું પણ નહિજ જાઉં. અંહિના એકાદ મોટા અમલદારને મોકલી તેની બરદાસ માટે યોગ્ય વ્યવસ્થા કરવાનું કહીશ, નજરાણું મોકલવાની પણ કાંઇ જરૂર દેખાતી નથી.

જ્યારે માનસિંગનો પુત્ર જગતસિંહ અનાયાસે હાથમાં આવ્યો હતો ત્યારે જ તેની કતલ કરી નાંખી હોત તો કેવું સારૂ થાત ! આયેશા તેનાપર મોહીત થઈ છે પણ તે આયશા પર અનુરક્ત થયો નથી તેથી શું થયું ? જ્યાં સુધી તે જીવતો

છે ત્યાંસુધી આયશા તેને કદિ વિસરનાર નથી, તેના મરણ પછીજ કદાપિ તેને વીસરે તોજ આયશાના હૃદયમાં મને સ્થાન મળે. જગતસિંહ મારા પ્રેમનો કટ્ટો શત્રુ છે ! હાય ! મેં તેને એકવાર કેદ કરી જીવતો જાવા દીધો ! વળી, એકવાર તેની સાથે દ્વંદ્વ યુદ્ધ કર્યું પણ દુર્દૈવે હુંજ તેનાથી પરાજીત થયો ! આટલું થયા છતાં પણ શું હું તેનાપરનું વેર ભૂલી જઈશ કે ? નહિં; એ શત્રુત્વની લાગણી હૃદયથી દૂર જશે જ નહિં. આયશાને હું ચાહુછું પણ તેનો પ્રેમ જગતસિંહની હયાતીમાં મારા તરફ વળે તેમ નથી. આથી દગો-કપટ-પ્રપંચ-બળ-યુક્તિ-ગમે તે રીતે પણ જગતસિંહને આ જગતમાંથી દૂર કરવો જોઇએ. ( આ પ્રમાણે ઉસ્માનખાન વિચારમાં હતો તેટલામાં અંદરથી તેની સાવકી માનો અવાજ આવ્યો. )

ઉસ્માન, બેટા ઉસ્માન ! ( એવા શબ્દો પાસેની દિવાલ પાછળથી રમણીના કોમળ કંઠમાંથી નીકળતાં સંભળાયા. જ્યાંથી એ શબ્દો આવતા હતા તે તરફ જોયું સાવકી મા કાશમીરી બેગમ અંદરથી બહાર આવી બોલી. )

**બેગમ**—હું તારી જ રાહ જોતી હતી. તારી માતુશ્રીને પણ તું આવે કે તુરત મારી પાસે મોકલવાને કહી રાખ્યું હતું.

**ઉસ્માનખાન**—વિનય પૂર્વક બોલ્યો. માતુશ્રી, શી આજ્ઞા છે ?

**બેગમ**—આમ ઉભા ઉભા શું કહું? તને મારે ઘણી વાત કરવાની છે. માટે મારા મહાલમાં ચાલ ત્યાં બે ઘડી બેસી આપણે

વાત કરીએ; તને શરમ લાગે છે? નવાબના જનાનખાનામાં તેમના સંતાનોને આવવા જવા માટે કોઈ જાતનો પ્રતિબંધ હોય નહીં. વળી હું તને મારા પુત્ર કરતાં પણ વિશેષ ચાહુંછું. પછી તને આવતા વાંધો શું છે?

( ઉસ્માનખાન વિચારમાં પડ્યો તે બોલ્યો. )

**ખાંન**—" જો કે આપ મારા અપર માતા છો તોપણ હું આપને સગી માતા સમાન્ જ ગણુંછું, વળી આયેશાની માતા સમાન્ આપજ છો એટલે આપની આજ્ઞાને માન આપવું એ મારૂં કર્તવ્ય છે. મહાલમાં આવવું જો કે અયોગ્ય છે તોપણ આ- આપની આજ્ઞાનું હું ઉલ્લંઘન કરી શકતો નથી.

**બેગમ**—ચાલ બેટા. હું તને આવવાનું કહું છું એટલે તે અયોગ્ય ગણાય નહિ. વળી સઘળા કાયદા બાંધવા અને તોડવા એ તારીજ મરજીની વાત છે.

(બેગમની પાછળ પાછળ ઉસ્માનખાન તેના મહાલમાં ગયો. એક ગાલીચાપર ઉભય થોડે થોડે અંતરે બેઠા બેગમ બોલી.)

**બેગમ**—આયેષા સંબંધી હું તને વાત કરવા માગુ છું.

( ખાનનું કાળજું ધડકવા લાગ્યું ! તે બોલ્યો. )

**ખાંન**—કહો; માતુશ્રી !

**બેગમ**—તને ખબર હશે જ ઉસ્માન કે આયેષા પોતાના કાકાની

મીલકતની વારસ છે એ મીલકત એટલે એક ન્હાની સરખી પાદશાહત સમજી લેવી."

ખાન—આ વાત તો ઘણા વખતની છે. મેં સાંભળી હોય એમ મને લાગે છે; પણ પૂરતી રીતે યાદ આવતી નથી."

બેગમ—"ઘણા વખતની એ વાત છે એ વાત ખરી, આયેષાના કાકાના મરણને આજે લગભગ દસ વર્ષ થયા હશે. તેની કુલે મીલકતની માલીક આયેષા થઈ છે. તારા પિતાશ્રીને પંજાબના સૂબેદારે લખી જણાવ્યું હતું કે, આ માલકતની વ્યવસ્થા કરો. આયેષાપર સ્વર્ગસ્થનો કેટલો બધો પ્રેમ હતો તે તું જાણે છે. તારા પિતાએ તેની વ્યવસ્થા માટે કેટલાક હુશિયાર માણસો મોકલ્યા હતા. તેઓએ હમણાં જણાવ્યું છે કે, આયેષા હવે યોગ્ય વયની થયેલી હોવાથી તેણે પોતાની મીલકતનો કબજો લેવો. નહિતો સરકાર તેમાં હાથ નાખશે. આથી જે કરવા યોગ્ય હોય તે તારે જ કરવાનું છે. તારા શિવાય બીજાથી કંઇ થનાર નથી.

ખાંન—આ ખબર આપને શી રીતે મળી?

બેગમ—વજીર સાહેબપર પત્ર આવ્યો છે તે પરથી.

ખાંન—આયેષા ઉચ્ચ કુળની કન્યા છે એ મને ખબર છે. પરંતુ તેની માતા કોણ હતી?

બેગમ—આયેષાની મા એક પઠાણ સુબેદારની કન્યા હતી.

**આંન**—આયેષાની માતા પઠાણ કન્યા હતી? સરદાર મોગલ અને બેગમ પઠાણ કન્યા? આ વિરૂદ્ધ સંબંધ શી રીતે થયો?

**બેગમ**—આનો જવાબ એક જ છે. પોતાના પ્રણયની હકિકત પોતાના જ પુત્રને કહેતાં માતાને શરમ આવે એ સ્વાભાવિક છે. પણ કહે તો ખરો કે, તારા પિતા પઠાણ અને હું મોગલ કન્યા હોવા છતાં અમારાં લગ્ન શી રીતે થવા પામ્યા?

**આંન**—હા. એવું જ તે પણ હશે. પણ આયેષા હવે તો પઠાણ નવાબ કતલુખાનની કન્યા ગણાય છે. મોગલ સરદાર પઠાણની અને તેમાં કતલુખાનની કન્યાને જાગીરનો કબજો શી રીતે લેવા દેશે?

**બેગમ**—સુબેદાર તેમાં કંઇ પણ હરકત કરી શકશે નહિ. આયેષાના પિતાપર અકબર બાદશાહનો પ્રેમ હતો. તેણે એ સંબંધ ખુદ બાદશાહી ફરમાન મેળવી લીધું છે. તેમાં ફેરફાર કરવાની કોઇની પણ મકદુર નથી. આયેષાને ખુદ બાદશાહ અને દરબાર તથા જનાનખાનામાં સર્વ લોકો ઓળખે છે.

**આંન**—આ વેળા શું કરવાની આપની મરજી છે?

**બેગમ**—મારી સલાહ શું ઉપયોગમાં આવવાની હતી? તું જે કહે તે ખરૂં. મારે એટલું જ કહેવાનું છે કે, આયેષાની ઇચ્છા પંજાબમાં જવાની છે.

**આંન**—કેમ એમ?

બેગમ—તેની પ્રકૃતિ બગડેલી છે, તે માંદી છે. બંગાલમાં ફરી આવ્યા પછી નવાબના મરણથી અથવા કોઇ બીજા કારણથી તે હમેશાં દુઃખી અને ઉદાસ રહે છે. તે વખતસર ખાતી પીતી નથી. હંમેશ ખિન્ન અને હતાશ વદન કરી એકાંતમાં જઇ બેસી વિચાર કર્યા કરે છે. હમણાં હમણાં તો તે ઘણી જ સુકાઇ ગઇ છે. હંમેશાં તે જમીનપર જ બેસી રહે છે. પંજાબ જવાથી તેને ઠીક લાગશે એવું તેણે મને કહ્યું હતું કદાચિત્ હવાફેર થવાથી તેની તબિયત સુધરે પણ!

ખાંન—બહુજ દીલગીરીની વાત છે, આયેષાની દોલત, વાડીવછુંકા અને જાગીરની વ્યવસ્થા ગમે તેમ કરવામાં આવશે, પણ તે અહિંથી ચાલી જાય એ મને ઠીક લાગતું નથી. માજી, તેના જવા પછી આખા અંતઃપુરમાં અંધકાર થઇ જશે.

બેગમ—આયેષાપર તારો અત્યંત પ્રેમ છે, તમારા વિવાહ કરવાની વાત મેં નવાબ સાહેબને ઘણીવાર કહી હતી. પણ દુર્દૈવે તેમણે આ લોકનો ત્યાગ કર્યો. હું જ અભાગણી હજુ જીવતી રહી છું. મારી ઇચ્છા પણ હજુ મનમાંને મનમાં જ રહી છે કોણ જાણે શું થશે તે સમજ પડતી નથી. એક બાજુ આયેષા આખો દિવસ ઉદાસીમાં પસાર કરે છે અને તું પણ હંમેશાં ચિંતામગ્ન જ જણાય છે હવે તો તું અંતઃપુરમાં પણ આવતો જતો નથી. જે આયેષા વિના તને એક પલ પણ ન ચાલતું તેનો હવે તને વિચાર સુદ્ધાં આવતો નથી. તમારી ઉભયની એવી શોકજનક દશા જોઈ મારૂં હૃદય ચીરાઇ જાય છે.

**ખાંન**—માજી એમાં મારો કંઇ જ વાંક નથી. હું પણ આયેષાને અંતઃકરણપૂર્વક ચાહુંછું. પણ માજી શું કહું? આયેષાના હૃદયમાં આજકાલ ભયંકર અગ્નિ પ્રજ્વલિત થયો છે. એ અગ્નિમાં એ તો દગ્ધ થઈ જશે પણ સાથે મને પણ દગ્ધ કરી નાંખશે. આ અગ્નિની થોડીક જવાળા તમારે સહન કરવી પડશે. આ વેળા એ વાતજ જવા દો. આયેષા જવા માગે છે એ વાતથી મને ઘણું ખરાબ લાગે છે. એ છે ક્યાં? હું એકવાર તેને મળી કંઇ કહું!

**બેગમ**—આટલામાં કંઈ હશે! નહિ તો ઉપવનમાં બેઠી હશે. તેના પંજાબ જવા સંબંધીનો તારો મત મને ક્યારે જણાવશે?

**ખાંન**—એકવાર તેને મળી તેની વાત સાંભળ્યા પછી હું તમને મારો મત જણાવીશ. હવે હું જાઉં છું.

(ઉસ્માનખાન બેગમને નમન કરી ત્યાંથી બહાર નીકળ્યો અને અનેક વૃક્ષલતાઓ તથા કુસુમકુંજોથી શોભી રહેલા ઉપવન તરફ ચાલ્યો.)



# અંક પહેલો.

——××——

## પ્રવેશ ૧૩ મો.

સ્થળ રાજ્ય મહેલ.

પાત્ર—— ઉસ્માનખાંન-દાસી-અને આયષા,

**ઉસ્માનખાંન**—(ઉદ્દ્વેગ પુર્ણ હૃદયે બોલ્યો) દાસી શાહજાદી ક્યાં છે ? આ ઉપવનમાં કેમ નથી દેખાતી ?

**દાસી**—(પ્રણામ કરી બોલી) શાહજાદી સાહેબ મહેલમાં દિવાંન-ખાંના પાછલની ઓરડીમાં. છે.

**ઉસ્માનખાંન**—દાસી મને બતલાવ જોઇએ ?

**દાસી**—ચાલો બતાવું પરંતુ બાઇતો નિદ્રાવશ થયાં લાગે છે, પણ ચાલો જોઇએ.

(બન્ને ઓરડીનો દરવાજો ઉઘાડી જૂવે છે,)

**ખાંન**—આયેષા સુંદરી એકલી નિરાંતે અત્યારે સુતી છે. તેને ગાઢ નિદ્રા આવેલી દેખાય છે. તેના સુવ્યવસ્થિત વસ્રો નિદ્રામાં પણ કેવા મર્યાદિત છે છતાં પણ તેણી એકલી આ સ્થિતિમાં છે તે વખતે મારે વધારે વખત અહિંઆ રહેવું નહિ જોઇએ. સંગે મરમરની સુંદર જમીન ઉપર વિશ્વની સર્વ શોભા તે સૃષ્ટિની

સર્વે રમણીયતા તથા વિધાતાની સમસ્ત કુશલતા આ નિદ્રિત સુંદરિની કોમલ દેહ લતામાં સમાએલી હોય એવું લાગે છે. પરન્તુ ઉસ્માન! તારા નસીબમાં તે સુખ કયાં છે? તેણીનું શરીર શોકની વિહ્વલતાથી કૃશ્ય થઈ ગયું છે છતાં તેનું સૌંદર્ય લેશ માત્ર પણ કમી થયું નથી. દિનકરના કિરણો કરતાં સુધાકરના શિતલ ધવલ મંદ પ્રકાશવાળાં હોય છે છતાં જેમ અધિક મનોહર લાગે છે તેજ પ્રમાણે આયષાની આ દેહલતા શુષ્કતાથી ઉલટી વધારે સુંદર જણાય છે. જવાનો વિચાર કરૂં છું પરન્તુ આ સૌંદર્યદેવીનું દર્શન પુનઃ પુનઃ કરવાને માટે મનમાં ઇચ્છા થાય છે, અરે! આયશાની છાતીપર કાળા દોરડા જેવું શું પડયું હશે? એના સુંદર કાળા વાળની લતા છે? એમજ હશે; કારણ કે દોરડું હોય તો કાળું ન હોય; નહિં નહિં એમ નથી કારણ કે તે બહુ જ લાંબુ છે. વળી, એના વાળ સાથે કાંઇ સંબંધ જણાતો નથી. અરે! આ તો સજીવન જીવ જણાય છે! અરે! હૃદય હારિણી ઉપર કાળો નાગ પડેલો છે! દાસી!

**દાસી**— હજુર શું આજ્ઞા છે?

**ઉસ્માન**—દાસી. પગનો લેશ માત્ર અવાજ નહિં કરતા તું અંદર જા અને જો કે આયશાની છાતીપર શું પડયું છે! જલદી કર; તેણીં એકલી સુતી છે માટે હું અંદર પ્રવેશ નહિં કરી શકુ; જલદી જા.

( દાસી અંદર ગઈ અને ગભરાઈને પાછી બ્હાર આવી. )

**દાસી**—નવાબ સાહેબ ! ઘણું ભારે સંકટ છે. નવાબજાદી જો જરા હાલશે તો નખોદ વળી જશે; તેમની છાતીપર તો મોટો નાગ છે ! ( નવાબ ઘડીભર વિચારમાં ઘડી આમ તેમ જોવા લાગ્યો છેવટે તેણે દાસીને કહ્યું. )

**નવાબ**—દાસી ! સંભાળ રાખ; ગરબડ થવા દેતી નહિં આ સાક્ષાત યમદૂત આયશાના કોમળ દેહ પર પડેલો છે; જો આયશા જરા પણ હાથ પગ ચલાવશે કે પાસુ ફેરવશે તો તેના આયુષ્યનો અંત આવી જશે. જે ઘડી જાય છે તે ભયંકર છે. જો જરા ગફલત થઇ તો આ મનોહર મૂર્તિને યમરાયના દરબારમાં આ કાળો નાગ જરૂર લઈ જશે. પરન્તુ હું તેમ કરવા નહિં દઉં. કાતીલ ઝેરથી આ સંસારનું રત્ન મારી સમક્ષ દૃષ્ટિ નાશ પામે અને હું જોયા કરૂં એ તો બની શકેજ નહિં. આયશાનું જીવન આ પ્રમાણે નષ્ટ થાય તેનું મૃત્યુ અકાલ મૃત્યુ કહેવાય તો એ ભયંકર બનાવ બનવા પહેલા હતભાગી ઉસમાન તારા જીવનનો અંત પણ આવવો જ જોઇએ. ( આ વખતે નવાબે એક છલંગ મારી કાળા નાગને ઝડપથી તેના મુખદ્વાર પાસેથી પકડ્યો અને આયશાના શરીર ઉપરથી પોતાના મજબુત હાથમાં ઉપાડી લીધો. ઓરડીમાંથી બ્હાર આવી ડોકીમાંથી સર્પને પકડી રાખી તેનું લાંબુ શરીર નીચે લટકતું મૂકી ખંજર વતી કટકા કરવા લાગ્યો. છેવટે ડોકીનો કટકો ફેંકી દેતાં બોલ્યો.)

પાક પરવર દિગાર ! તારી લીલા અગાધ છે. આ ક્ષુદ્ર જીવને હાથે આયશા જેવી નુરજહાંનિનો બચાવ થયો એ તારી

જ કૃપાનું ફળ નહિતર મારી મગદુર નહતી કે હું વિશ્વમો-હનીને બચાવી શકું. દાસી ! તું ગભરા નહિં અને નવાબજાદી પાસે જઈને બેસ. જોજે તેને જગાડીશ નહિં અને જાગી હોય તો શું બનાવ બન્યો છે તે તેને કહેતી પણ નહિં.

**દાસી**—જી. હુકમ; પણ જહાંપનાહને મારૂ કંઈ કામ પડયું તો ?

**નવાબ**—નહિં હવે તારૂં મારે કંઈ કામ નથી. કામ હતું તે પૂર્ણ થયું છે. હવે હું હાથ પગ ધોવા આ સામેના હોજ ઉ-પર જાઉછું.

---

# અંક પહેલો.

## પ્રવેશ ૧૪ મો.

**સ્થળ**—તદનલાલનું નિવાસ સ્થાન.

**પાત્ર**—તદનલાલ તેની સ્ત્રી પાછળ તેના કરજદારો.

**શેઠાણી**—આપેલો નરમદાસ આવ્યો. નાતિલાનો દિકરો છે જરા વિવેકથી વાત કરજો.

**નદનલાલ**—અમારો કારભાર જેમ ચાલતો હશે તેમ ચાલશે. તારે

કાંઈ ડાહ્યા થવાની જરૂર નથી. પૈસાની બાબતમાં વિવેક સલાહ કે સત્યતા કશાની સાથે બંદાને લેવા દેવા નથી.

**શેઠાણી**—પણ ન્યાત જાતમાં વગોવાઈએ તે સારૂં ન લાગે.

**તદનલાલ**—વગોવણી થાય કે નિંદા થાય તેની આપણને ચિંતા જ કયાં છે? આપણી રીતભાત જગજાહેર છે કે આપણે હાથ પડયો તે હિમખિમ જાવો મુશ્કેલ.

( નરમદાસ પ્રવેશ કરે છે. )

**નરમદાસ**—શેઠ સાહેબ સાહેબજી !

**તદનલાલ**—પધારો પધારો સાહેબ સાહેબજી આપ કેમ પધાર્યા છો સાહેબ? જલ્દી બોલી દો મ્હારે જરા કામ છે.

**નરમદાસ**—નહીં સાહેબ કામ જેવું કંઈ નથી. માત્ર પેલા રૂપીઆ લ્યો અને માહારા ડોકયુંમેંટ મને આપી દો.

**તદનલાલ**—ખારી વાત છે નરમદાસ પણ તમારે રૂપીઆ ભરવાની મુદત તો કાલે ખલાસ થઇ હવે તો ત્રણ મહીનાની નોટીસ આપો અને નોટિસ પાકે તે દીવસે રૂપીઆ લઇને પધારજો.

**નરમદાસ**—અરે સાહેબ શું બોલો છો? કાલે પૈસા લઇ આપને કોટમાં તમારા વકિલની ઓફિસમાં ભરવા આવ્યો ત્યારે તો કાલાવાલા કરીને કહેતા હતા કે ભાઈ રસ્તામાં જોખમ કયાં સાચવું તમે કાલે મારા મવાલીમિનારપર આવીને ભરી

જજો. શું તમે આમ ફેરવી બાંધશો? ના ના તે વાત નહીં ચાલે તમારા સોલીસીટરની રૂબરૂ વત થઇ છે.

**તદનલાલ**—નરમદાસ હું કાંઈ તમારી દમબાજીથી ડરી જાઉં તેવો નથી શામાટે તમે નાણાં ટેંડર ન કર્યાં? એવી મોઢાની વાત કાંઈ કાયદા અને કોર્ટમાં નહીં ચાલે સોલીસીટરની રૂબરૂ વાત થઇ છે તેથી શું થયું. સોલીસીટર મને શું કરનાર છે? શું તેની મગદુર છે કે મારી સામે તે શાક્ષી આપે તમારા જેવા કંઇક બાપ કંમાઇ વાળા કૃતનીયાને ચિરી અંદરથી કટકો રોટલો તેને પણ નાંખું છું. સત્યને તો ખુરશીપર બેસતી વખતે અભરાઈપર રૂચ્યું મુકે છે. અમારા સોલીસીટર કાકા તો કંચનના જ વેપારી! પીળું દેખે કે લાંબા થઇને સુઇ જાય સમજ્યા?

**નરમદાસ**—પણ તમે કહેવા શું માગો છો? તે મને કહોની?

**તદનલાલ**—વળી કહેવાનું શું છે ત્રણ મહીનાનું બ્યાજ વધારે આપો નહીં તો જાઓ હવા ખાવ.

**નરમદાસ**—અરે પણ આમ જીવતી માંખી ગળી જશો?

**તદનલાલ**—એવી તો સેંકડો માખીનો પેટમાં મધપુડો બંધાયો છે! મધપુડો!!

**નરમદાસ**—પણ ગઈ કાલે હું તમને રોકડા રૂપીઆ આપતો હતો તે તમે ન લીધા અને અત્યારે આ પ્રમાણે નોટીસની

વાત કરોછો તો કાલે મને નોટીસ માટે ઈશારો પણ કેમ ના કીધો ?

**તદનલાલ**—નરમદાસભાઈ! તમે તો ઘેલા દેખાવ છો; ગઇ કાલે મુદતનો છેલ્લો દિવસ હતો તે ગમે તેમ કરીને ઉડાવી નાખવો એજ મારો હેતુ હતો. નહિ તો, નોટના ચીંથરા કાંઈ મને ભારે પડતા નહતા, હવે મારૂં માથું ન દુઃખાવો; કયાં તો ત્રણ મહીનાનું વ્યાજં કાયદેસર ધરી ઘો અને નહિ તો માથું ખંજવાળતા ઘેર જાઓ. મને તમારી સાથે વધુ વાત કરવાની ફુરસદ નથી.

**નરમદાસ**—અરે કાકા ? પણ સો બસો રૂપીઆ લઇ છુટો આમ ન કરો; કદિ રૂપીઆનો જોગ વિખાઇ જશે તો વળી, હેરાન થવાનું.

**તદનલાલ**—એટલું સમજતા હો તો ત્રણ માસના વ્યાજના એક હજાર રૂપીઆ થાય તેમાં જીવ ના ઘાલો, જો મને માલુમ પડશે કે અત્યારે તમારી પાસે રૂપીઆ નથી તો બીજે જ દહાડે છાપામાં લીલામ છપાવી તમારી આબરૂ ઉપર પાણી ફેરવી રેવડી દાણા દાણ કરી નાખીશ; માટે છાનામાના હજાર રૂપીઆ કડવા કરી નાંખો કડવા.

**નરમદાસ**—તદનલાલભાઇ ! એટલું તો સમજો કે તમે મને તદન બદદાનતથી પ્રપંચ કરી સપાટામાં લીધો છે અને હરામનું વ્યાજ માગોછો પણ ધારો કે ત્રણ મહીના આ રૂપીઆ હું

બેન્કમાં રાખું તો બેન્ક પણ મને કંઇક વ્યાજ આપે; માટે તેટલું તો તમે મજરે આપો.

**તદ્દનલાલ**—બેન્કમાં રાખવા જશો અને બેન્ક જો ભાંગી તો બાપલા વિનાના થઇ જશો અને મારૂ દેવું તો ઉભું રહેશે આજ કાલ બેન્કો પાણીના પરપોટાની માફક તડતડ તૂટી જાય છે. વીલીયમ વોટસન અને સર આર્બથ નોટના ગંજાવર દેવાલા સાંભળ્યાં છે કે નહિ? અને સંખ્યાબંધ દેશી બેન્કો પણ લાંબી થઇ ને સૂઇ ગઇ તેવા કોઇ સપાટામાં આવશો તો મરી રહેશો તેના કરતાં હજાર રૂપીઆ મને જ આપો કે પીડામાંથી છુટો. છતાં તમારો જીવ બહુ દુઃખાતો હોય તો સો રૂપીઆ ઓછા આપો; હવે કાંઇ છે?

**નરમદાસ**—ઠીક છે ત્યારે, બેઉ નવડે નવવાણું; નીચે પડયા પછી હિસાબ શું? તેટલા રૂપીઆ વધારે લઇ આવું પણ તમારો આ જુલમ, ગંભીર ગેરઇન્સાફ અને વિશ્વાસઘાતનો બદલો પેદાનો કરનાર કિરતાર લીધા વિના રહેશે નહિ.

**તદ્દનલાલ**—અરે! ભલા માણુસ જા, કિરતારતો મારા સિતારાના તાર ઉપર નાચ કરે છે તેની અમારે શું દરકાર છે? જા, જા, પૈસા લાવ.

**( નરમદાસ જાય છે અને ત્રિકમદાસ આવે છે. )**

**તદનલાલ**—કેમ ત્રિકમદાસ! શા માટે પધાર્યા છો? આ એક માથા દુ:ખણુ ગઇ, વળી તમે શું સતાવવા આવ્યા છો.

**ત્રિકમદાસ**—સાહેબ. કાંઇ નહિ; એ તો મારા મકાનના જે ટાઇટલ મેં આપને 'સીકયુરીટીમાં આપ્યા છે તે મકાંન વેચવાનું મેં સાટું કર્યું છે; તો મહેરબાની કરીને સામવાળાનો વકીલ, ટાઇટલ વાંધા વગરના છે કે કેમ તેની તપાસ કરવાને માટે જોવા મંગાવે તો રીતસરની પહોંચ લઇ તેટલી સગવડ કરી આપજો.

**તદનલાલ**—એવી માથાફોડ મારાથી નહીં બને; હું કાંઇ તમારા બાપનો નોકર નથી. વ્યાજ સાથે પૂરેપૂરા નાણા ભરી દો અને ડોકયુમેન્ટ લઇ જાવો. તમે ઘર વેચો તો તમને લાભ થાય; એવી ફોગટની હજામત મારે શું કરવા કરવી જોઇએ?

**ત્રિકમલાલ**—અરે! સાહેબ, પણ એટલી સગવડ તો કોઇ પણ કરી આપે. પાકો દસ્તાવેજ થાય એટલે પહેલા રૂપીઆ લેજો અને પછી જ 'ટાઇટલ' નો કબજો સોંપજો; પરન્તુ આમ તપાસવાની ના પાડો એ તો તદન ગેરવ્યાજબી જ ગણાય.

**તદનલાલ**—ત્રિકમદાસ! તમે કાંઈ સમજતા જ નથી. અને તમે મને બીલકુલ ઓળખતા પણ નથી; મારી રીતભાત ચકલે ચકલે અને ખૂણે ખાંચરે પણ જાણીતી છે કે હું વ્યાજબી ગેરવ્યાજબીનો હીસાબજ ગણુતો નથી, માત્ર મારા હાથ નીચે ચંપાયો તેનો કસ જેમ બને તેમ જેટલો વધારે નીકળે તેટલો કાઢવો એજ મારો જગજાહેર સધાંત છે, તો તે તમે ફેરવી

કેમ શકશો ?

**ત્રિકમલાલ**—નહિ આપો તો રહેવા દો; અમે રજીસ્ટારમાંથી સર્ચ લઇશું અને અમે અમારૂં કામ ચલાવીશું, તમારા જેવા નીચ, નાલાયક અને અધમ અમે કોઇ જોયા નથી! પ્રભુનો તમને ડર નથી; તમે ખરેખરા જીવતા અને જાગતા રાક્ષસ જેવા છો,

**તદનલાલ**—તેમાં તમે કાંઇ પણ નવું કીધું નથી; જેવો હું છઉં તેવો જ તમે કહો છો, ભલા માણસ! એગાળ બીજી વધારે દેવી હોય તો દઇલે, અહિં તેની કોને પરવા છે? રજીસ્ટારની 'કોર્ટ'માં આટલી મોટી સર્ચ લેતાં રૂપીઆ બસો પડશે તેના કરતાં એકસો રૂપીઆ મનેજ આપો તો હું બતાવું; એકસો રૂપીઆનો ફાયદો થશે અને તકલીફનો બચાવ થશે. સમજો તો સારી વાત છે નહિ તો તમારી ખુશી! હું કંઈ મફતના વૈતરા કરૂં તેવો નથી. અને તમારો છુટકો પણ નથી. હું તમારી નબળાઇ બરાબર સમજુ છું પછી તેવો મલતો લાભ શા માટે ગુમાવું ?

**ત્રિકમલાલ**—બહુ સારૂ શેઠ! તમારૂં પરભવનું માગણું હોય તે લઇ છુટો પણ અમારી હાય તમને લાગ્યા વિના રહેશે નહિ.

**તદનલાલ**—પરમેશ્વરતો એક છે અને મારી પાસે તો દોઢ પરમેશ્વર છે માટે પધારો અને રૂપીઆ એકસોની નોટ લઇ આવો નોટ. ચાલો સાહેબજી.

---

# અંક પહેલો.

—*—

## પ્રવેશ ૧૫ મો.

**સ્થળ**—રાજ્ય મહાલ.

**પાત્ર**—આયષા—દાસી—અને ઉસ્માન.

( આયષા નિંદ્રાથી મુક્ત થતાં દાસી તેની સામે સલામ કરી ઉભી રહી અને આયશા બોલી. )

**આયશા**—દાસી! મારા વસ્ત્રો સાફ કરી નાંખ; મારો આ રૂમાલ જરા ગુલાબજળમાં ભીંજાવા લાવ. દાસી ! આટલી વાર તું ક્યાં હતી ?

**દાસી**—હું અહિયાં જ છું.

**આયશા**—હું સ્વપ્નામાં જોતી હતી કે જાણે મારા શરીર પર કંઇ પડયું હોય ! આથી મારૂં શરીર મને ઘણું ઠંડું લાગ્યું હતું. મોતી તેં તારો હાથ મારા શરીર પર ફેરવ્યો હતો ?

**દાસી**—નહિ.

**આયશા**—ત્યારે અહિંયાં કોઇ આવ્યું હતું કે ?

**દાસી**—હા.

**આયશા**—કોણ આવ્યું હતું ?

**દાસી**—નાના, નવાબ સાહેબ !

( આયશા તે સાંભળી ક્રોધિત સર્પિણી માફક છંછેડાઇ આવેશના સ્વરે બોલી )

**આયશા**—શું કહે છે ? નવાબ સાહેબ આવ્યા હતા ? હું નિદ્રિત હતી, મારા શરીરપરના વસ્ત્રો અસ્તવ્યસ્ત થઇ ગયા હશે, એવી સ્થિતિમાં મારી પાસે આવી તેણે શું કર્યું હતું ? બોલ-બોલ હમણાં તે કયાં છે ?

( દાસી નવાબજાદીની ક્રોધિત સ્થિતિ જોઇ ડરી ગઇ તે ભયાભીત સ્વરે બોલી. )

**દાસી**—અહિંઆ આવી શું કર્યું ? તે કહેવાની મને પરવાનગી નથી હું ધારૂંછું કે જહાંપનાહ અહિયા બાગમાં જ હશે ( આયશા ઉભી થઇ. તેની ક્રોધને લીધે તેની રક્તવર્ણી આંખ અત્યંત મનોહર જણાવા લાગી. તે હમણાં જ નિદ્રામાંથી જાગેલી હોવાથી તેના વિશાળ નેત્રો થોડાક લાલ હતાજ તે ક્રોધને લીધે અત્યંત લાલ થઇ ગયાં. તેની કોમલ દેહલતા સંતાપના આવેશથી થરથરવા લાગી. તેણે કહ્યું: )

**આયશા**—નવાબસાહેબે શું કર્યું તે કહેવાની તને પરવાનગી નથી ?

એટલે શું એક નીચ મનુષ્ય પેઠે, મને નિદ્રિત દશામાં જોઇ નવાબના મનમાં નિચ વિકાર ઉત્પન્ન થયો હતો ! મારી બે-ભાન સ્થિતિમાં ત્યારે તેમણે જ મારા શરીરને સ્પર્શ કર્યો હતો કે ? ચાલ, તે કયાં છે તે મને બતાવઃ-

( ક્રોધિત, સ્વાત્માભિમાની, આયશા ત્વરિત ગતિએ બહાર નીકળી. મોતી પણ તેની પાછળ પાછળ ચાલી. મોતીને આયશાએ કહ્યું: )

**આયશા**—નવાબ સાહેબ સામે તો જણાતા નથી. જો તો તે કયાં છે ! "

( મોતીએ ઉધાનમાં આમ તેમ ફરી તપાસ કરી તો હાથ પગ સાફ કરી ઉસ્માનખાન એક બાજુ હોજના કિનારાપર બેઠેલો જણાયો. દાસી નવાબ તરફ આંગળી કરી બોલી. )

**દાસી**—જુવો, નવાબ સાહેબ પેલા હોજના ચબુતરા ઉપર બેઠેલા છે. ( કાંઈ પણ અઘટિત બનાવ બનવાની ભીતિ લાગવાથી દાસી ત્યાંજ ઉભી રહી અને આયશા, જુસ્સા ભર્યા હૃદય સાથે ખાન તરફ દોડી. ખાન તેનુ સનમાન કરવા ઉભો થયો પરન્તુ ક્રોધથી આવેશમાં આવેલી આયશાએ બોલવાનું શરૂ કર્યું. )

**આયશા**—કેમ નવાબ સાહેબ ! આપની ઇચ્છા પૂર્ણ થઇ ?

હું એકલી સુતી હતી, નિંદ્રાથી મારા વસ્ત્રો અસ્તવ્યસ્ત

હશે એવા વખતે તમે મારી ઓરડીમાં આવ્યા હતા ને ? શરમ છે ! હું તમને આજ સુધી એક દીલાવર સ્વભાવના અને ઉદાર મનના સમજતી હતી. પણ નહિં તમારૂં હૃદય વિકાર પૂર્ણ હતું તે મને હવે જણાયું. તમે આવા ક્ષુદ્ર પ્રેમી હશે। એવું હું ધારતી નહોતી પણ આજે તમે મારી ઓરડીમાં આવી તમારી ઉચ્ચ પદવિ અને આબરૂને તથા તમારા મા-બાપના ગૌરવને કલંકિત કિધાં છે. ( આયશાની ઉગ્ર મુદ્રા જોઇ ખાન બોલી શકયો નહિં; તે નીચું મોં કરી શાંતપણે બોલ્યો. )

**ઉસ્માન**—હું મારી પોતાની ઇચ્છાથી તારી ઓરડીમાં ન્હોતો આવ્યો. બહુ ના ઇલાજ થવાથી જ મને ત્યાં આવવું પડયું હતું.

( આયશા પૂર્વવત્ કઠોરપણે બોલી. )

**આયશા**—પોતાની ઇચ્છાથી અથવા બીજા કોઇની ઇચ્છાથી–ગમે તેમ–હો–પણ એક નિદ્રિત સ્ત્રીની શય્યા કે જયાં તે એકલીજ છે એવું જાણ્યા છતાં ત્યાં આવવાનું તમને કંઇ પ્રયોજન ન્હોતું વળી ખાનસાહેબ, તમે ત્યાં આવીનેજ અટકયા નથી–પણ મારા શરીરપર તમે હાથ સુદ્ધાં "નાખ્યો હતો ?! ખરૂં ને ?"

**ઉસ્માન**—આયશા ! સત્ય હકિકત જાણ્યા છતાં તું મારાપર શામાટે આવો ભયંકર આરોપ મૂકે છે ? જેનાથી તને લેશ માત્ર દુઃખ

થાય એવું કામ આ ઉસ્માનખાનને હાથે સ્વપ્નમાં પણ થવાનો સંભવ નથી. તો પછી જે કલ્પનાથી તું આટલી બધી દુઃખી અને ક્રોધિત થઇ છે તે તો મારે હાથે શી રીતે બની શકે?"

**આયશા**—ખાનસાહેબ! બોલતાં તમને કાંઇ પણ શરમ લાગે છે કે? આ પ્રાંતના આ વેળા તમે નવાબ છો આ પ્રદેશ અને આ મહાલપર તમારો પૂર્ણ અધિકાર છે એમ સમજી મહાલ માંહેની સ્ત્રીઓપર જુલમ ગુજારવાનો ધંધો લઇ બેઠા છો તો નક્કી માનજો નવાબસાહેબ! કે તમારી નવાબી જોતજોતામાં ઇતિ શ્રી થઇ જશે.

**ઉસ્માન**—"આયશા! તું આવા કઠોર શબ્દ પ્રહારથી મને જીવતો પ્રજાળે છે! તુ મારા પર ખોટો આરોપ મુકે છે! તું ગાઢ નિદ્રામાં હતી તે જોઇને હું ત્યાં આવ્યો નહોતો. તારી દાસી ત્યાં જ હતી. તે સઘળું જાણે છે. તે વેળા તારા શરીરપર હાથ રાખવાની વાત તો બાજુએ રહી પણ તારા તરફ એક નજર નાખવાની પણ મને ફુરસદ ન્હોતી. તારી મરજી પડે તેવી શંકા તારા હૃદયમાં ઉત્પન્ન કર, એ શંકાથી કદિ મને ઝૂરી ઝૂરીને મરવું પડશે તો પણ તારી ઓરડીમાં હું કેમ આવ્યો હતો તે તને કહેવાનો નથી. અને તારી દાસીને પણ એ જ કારણથી મેં તને એ વાત ન કહેવાની ખાસ તાકીદ કરી છે. આયશા! તેં મને નીચ વિકારી પાપી સમજી મારા તરફ ભયાનક આતસનો વરસાદ વરસાવ્યો છે. તેથી આ હૃદયમાં જે ભડકો થાય છે—જે લાહ્ય બળે છે—તે ભડકો—તે આગ—આયેશા, આ શરિરને કબરમાની ઠંડી માટી લાગ્યા વિના કદિ

પણ શાંત થવાની નથી. (મોટો નિશ્વાસ નાંખી ઉસ્માને પોતાનું મોં બીજી તરફ ફેરવ્યું.)

**આયશા**—મારા કઠોર શબ્દોથી તમારા હૃદયમાં જેવી આગ બળે છે તેવીજ આગ તમારા કૃત્યથી મારા હૃદયમાં બળે છે. જો સત્ય હકિકત તમે મને નહિ કહેશો તો મારી સાથે તમારે પણ જિંદગી પર્યંત દુઃખ અને ઉદ્વેગના ભોગ થઇ રહેવું પડશે તમે મારી ઓરડીમાં શા માટે આવ્યા હતા તે તમારે મને કહેવું જ જોઇએ.

(થોડીકવાર વિચાર કર્યા પછી ખાન બોલ્યો !)

**ઉસ્માન**—જે વાત ગુપ્ત રાખવાનો મેં નિશ્ચય કર્યો હતો તે તને દુઃખ ન થાય એટલા માટેજ મને પ્રકટ કરવાની ફરજ પડે છે. ઠીક ચાલ, આયેશા, મારી સાથે ચાલ.

(ખાન આગળ ચાલ્યો, આયેશા તેની પાછળ ચાલવા લાગી. જ્યાં પેલા ભયંકર નાગનું વિપૂલ શરીર પડયું હતું ત્યાં ખાન આવ્યો અને આયેશાને કહ્યું.)

"જો આયેશા, આ શું પડયું છે?"

(આ ભયંકર સાપના કટકા જોઇ આયશા ચમકી.)

**આયશા**—આ તો ભયાનક સર્પ છે ! એની આવી દશા કોણે કરી

હશે ? હજુ એનામાં જીવ છે-હજુ એ આપણને જોઇ મ્હો પહોળું કરે છે! ”

**ઉસમાન**—તારી માતા પાસેથી, તારી પ્રકૃતિ ઠીક નથી એવું સાંભળી તને શું થયું છે તે જોવા માટે હું આ તરફ આવ્યો મારે કેટલીક બાબતમાં તારી સલાહ પણ લેવાની હતી. અહિંયાં આવ્યા પછી તારી ઓરડીમાં પગ મૂકતાં જ તને ગાઢ નિદ્રા આંવેલી જોઇ તુરત જ હું પાછો ફર્યો તેજ વેળા એક કાળો નાગ તારા શરીર પર પડેલો મારી દૃષ્ટિએ પડયો. પ્રથમ દૃષ્ટિકરતાં તે નાગ છે કે કેમ તે હું નક્કી કરી શકયો નહિ તેથી તારી દાસીને બરાબર જોઇ ખાત્રી કરવા મેં જણાવ્યું. જ્યારે દાસીને મ્હોડે તે ઝેરી નાગજ છે એવું મેં સાંભળ્યું ત્યારે મને આગળ પાછળનો કંઇ વિચારજ ન આવ્યો મા‍‍રી સ્થિતિ ચમત્કારિકજ થઇ પડી. હું મારાં શરીરનું ભાન પણ ભૂલી ગયો. તું જરાક આમ તેમ હાલશે તો તે ઝેરી નાગ તને દંશ મારશેજ એવી મારી ખાત્રી થઇ જવાથી જ, લાઇલાજ થઇ, હું ઓરડીમાં દાખલ થયો-મેં તે સાપને પકડ્યો અને તેની આવી સ્થિતિ પણ મેંજ કરી. આ સાધારણ વાતની તને ખબર ન પડે એવી મ્હારી ઇચ્છા હતી. પરંતુ અનુચિત્ત સંશય પ્રાપ્ત થયો તું મારાપર ઇજ્જત આળ ચઢાવવા લાગી-એટલે આ હકિકત કહેવાની મને ફરજ પડી. અરે આયેશા ! તારા પર વિશુદ્ધ પ્રેમ રાખનારો, તારી ઇચ્છા પ્રમાણે વર્તી તારા પ્રેમની આશા રાખનારો આ ઉસ્માનખાન તેં જે નીચ આરોપ તેના પર મૂકયો તેવું કામ કદિ પણ કરવા

તૈયાર ન થાય એટલી પણ તને કલ્પના ન આવી ?

( આયેષાના હૃદય પર સત્ય પ્રકાશ પડ્યો. ઉસ્માનખાનનો એકરાર સાંભળી તે ચકિત થઇ ગઇ તરૂણ નવાબના પ્રબલ પણ વિશુદ્ધ પ્રેમનું નવાબજાદીને પૂર્ણ ભાન થયું. તેની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં. હૃદય ભરાઇ આવ્યું. તે આકાશ તરફ દૃષ્ટિ ફેંકી કરૂણ સ્વરે બોલી. )

**આયશા**—" હે દયાનિધિ ! તારી લીલા અગાધ છે મનુષ્ય તારી ગહનગતિનું નિગૂઢ તત્વ કદિ પણ સમજી શકશે નહિ. પણ પ્રભો! મને આ જગતમાં તારે બચાવવી હતી તો ઉસ્માનને હાથે શા માટે બચાવી? ઉસ્માનખાનપરનું સંકટ નષ્ટ થયું એ બહુ સારૂં થયું પણ પ્રભો! હવે આ જગતમાં મારા અસ્તિત્વનું શું પ્રયોજન ? ( આયેશાના નેત્રદ્વારા વિમલાંબુધારા વહેવા લાગી. તે ઉસ્માનખાન પાસે આવી તેનો હાથ પકડી બોલીઃ )

" ભાઇ ઉસ્માન, આ ક્ષુદ્ર સ્ત્રી માટે તેં તારો પ્રાણ જોખમમાં નાખ્યો એ બહુ અયોગ્ય કર્યું. મારા શરીરપર સાપ વીંટળાયો હતો અને તે જ મને હંડોગાર લાગ્યો હતો એ હું હવે સમજી. પણ ભાઇ, ઉસ્માન ! વ્હાલા ભાઇ, તારો મારાપરનો પ્રેમ અવર્ણનીય છે–તેની સીમાજ નથી–તે અપાર છે–ભાઇ આ તારા દિવ્ય પ્રેમને આ ક્ષુદ્ર આયેશા લાયક નથી. ભાઇ, તારા પર આ અભાંગણીએ જે

નીચ કલંક મૂકી, તને નાહક દુ:ખી કર્યો ને માટે તું મને ક્ષમા આપીશ કે ?"

( આયેશા ક્ષમાની યાચના કરતી ખાનને પગે પડી. અત્યંત પ્રેમથી ખાને તેનો હાથ પકડી તેને ઉભી કરી કહ્યું. )

**ઉસમાન**—" આયેશા ! અપરાધ કેવો ને ક્ષમા કેવી ! મારી પાસે ક્ષમા માગવાની તને કંઇજ જરૂર નથી. તેં મારૂં દીલ દુખવ્યું જ નથી અથવા તેં મારો કંઇ ગુન્હો પણ કર્યોજ નથી. આયેશા ! આમ શા માટે કરે છે ? ચમત્કારિક ઘટના બનવાથી કંઇ વિષાદનું કારણ મળ્યું હોય તો તેને ગંભીર રૂપ આપવાની શી જરૂર છે ? આયેશા ! આ હૃદય તારાપર કદિ ક્રોધિત થયું નથી અને ભવિષ્યમાં પણ થશેજ નહિ. તારે માટે મારા હૃદયમાં નીઃસીમ પ્રેમ છે–તેનો અંત જ નથી. પ્રેમીને પોતાના પ્રિયજનનો ગુન્હો પણ પ્રણય સુખ જેવો અમૂલ્ય આનંદ આપે છે તે તું નહિ જાણતી હોય, આયેશા ! આયેશા, તારા કઠોર, તિરસ્કાર પૂર્ણ શબ્દો પણ મારા કાનને અપૂર્વ આનંદ આપતા હતા તારા ક્રોધ પૂર્ણ વચનો પણ મારા હૃદયમાં અમૃત સમાન શાંતિ રેડતા હતા આયેશા ! ફક્ત તેં મને એક નીચ કૃત્ય કરનારો વિકારી માની લીધો તેટલા માટેજ મને લાગે છે ! "

( આયેષા નીચું જોઇ નવાબનું ભાષણ સાંભળી રહી હતી. નવાબે પોતાનું ભાષણ પુનઃ આગળ ચલાવ્યું: )

" આયેશા ! મને એવું સ્મરણ છે, કે, બંગાળમાં જ્યારે

જગતસિંહ કેદમાં હતો ત્યારે તેં તેની આગળ તારો પ્રેમ વ્યક્ત કર્યો હતો. તારા તે દિવસના વિષમ શબ્દ બાણો હજુ મારા હૃદયમાં ઝેરી છૂરી જેવા ભોંકાય છે; પણ કઠણ છાતી કરી મેં તે સર્વ સહન કર્યાં અને કરીશ. એથી મારૂં હૃદય દગ્ધ થઇ ગયું છે–રાત દિવસ હું તે સંભારી દુઃખી થાઉં છું. આયેશા, હું તને ક્ષમા માગતી જોવા માગતો નથી. આયેશા, જરા વિચાર કર–હું જે તને કહેવા માગું છું તે સાંભળી લે અને પછી મારા તરફ તિરસ્કૃત દૃષ્ટિએ જોવું હોય તો ભલે જોજે! મને તારી તિરસ્કાર પૂર્ણ દૃષ્ટિ પણ અમૃત જેવી મીઠી અને શાંતિદાયી લાગશે! આયષા, હું સ્વર્ગના સુખ પૂર્ણ રાજ્યનો માલિક થાઉં, અથવા તો ગરિબ ભિખારી બનું; હું મરૂં અથવા જીવું હું સુખી બનું અથવા ચિરકાળ દુઃખ દાવાનળમાં બળ્યા કરૂં; એ સર્વ તારા હાથમાં છે."

( આયેષા મૌન વ્રત ધારણ કરી સાંભળી રહી હતી. તેનાં નેત્રો ભૂમિ પ્રતિ નમેલાં હતાં અને કમલની પાંદડીઓપર બાઝેલાં ઝાકળ બિંદુ જેવા જણાતાં મનોહર અશ્રુબિંદુઓ ટપટપ જમીનપર પડતાં હતાં. )

ખાન આગળ બોલ્યોઃ

"સાંભળ આયેશા, જો હું વિષયી હોત, જો મારો તારાપરનો પ્રેમ વિકારી હોત, તો મને તારૂં આજનું કઠોર ભાષણ સાંભળવાનો પ્રસંગ જ આવવા ન પામત. વિષયી લાલસાની

ક્ષુદ્ર વાસનાની તૃપ્તિ કરવા માટે આ ઉસ્માનખાને કદિ પણ વિચાર કર્યો જ નથી. મને આયેશાનો વિશુદ્ધ પ્રેમ જોઇએ છે. ફક્ત દૈહિક સુખને માટે જ હું તત્પર થયો હોત તો આજ સુધીમાં જોરજૂલમ-દગોફટકો-ગમે તે કરીને મેં મારી વાસના તૃપ્ત કરી હોત. મેં તને ક્યારની મારી ઉપપત્નિ સમાન બનાવી દીધી હોત. પણ નહિ. એ નીચ ખ્યાલ-એ અધમ કલ્પના હજુ મારા મનમાં સ્વપ્નમાં પણ ઉદ્દભવી નથી. આયેશા! મારા પિતાની ઇચ્છા તારી સાથ મારા વિવાહ કરવાની હતી અને તારી સાથ મારા વિવાહ હજુ સુધી થયા નથી તેથી કાશ્મીરી બેગમ હજુ બહુ નારાજ છે. આથી જો વિષયી લાલસા તૃપ્ત કરવા માટે તારાપર કોઇ પણ પ્રકારની જોરજબરી હું કરત તો મને કોઇ અટકાવી શકે તેમ ન્હોતું. પણ આયશા, મેં એવા ક્ષુદ્ર વિચારને એક ક્ષણ પણ આ હૃદયમાં સ્થાન આપ્યું નથી. કારણ કે ક્ષુદ્ર મનોવિકારની તૃપ્તિ કરવામાં મારા પ્રેમનો પરમાવધિ થયેલો હું માનતો નથી. વિકારી વૃત્તિઓને શાંત કરવાનું ક્ષુદ્ર ધ્યેય મેં આજસુધી મારા હૃદયથી બહુ દૂર રાખ્યું છે! મને તારા હૃદયમાં સ્થાન મળવું જોઇએ. મેં મારૂં પોતાનું હૃદય તો તને અર્પણ કરી દીધું છે. પણ તે સાથે મને એટલી જ મહત્વાકાંક્ષા છે કે, તારા હૃદયમાં મને સ્થાન આપવાની તું કૃપા કરે. મારી આ મનેચ્છા ક્ષુદ્ર હો કિંવા શ્રેષ્ઠ હો તેનો વિચાર કરવાનું હું મારૂં કર્ત્તવ્ય સમજતો નથી. પણ એટલું તો હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે, વિકારપૂર્ણ પ્રેમ કરવા કરતાં મારી ઇચ્છા શ્રેષ્ઠ પ્રકારની જ હોવી

જોઇએ આયેશા ! તારી સાથ મેં કામી પુરૂષ જેવું વર્તન કદિ પણ રાખ્યું નથી. તેમ કરવું મારે માટે અશક્ય ન્હોતું પરંતુ તેવા અનુચિત્ કર્મથી તને દુઃખ થશે અને દુઃખ થાય તેથી મને ઉલટું વધારે દુઃખ થશે એ નક્કી હોવાથી મેં તારી સાથે કદિપણ તેવું અધમ વર્તન ચલાવ્યું નથી. હું એવા ક્ષુદ્ર સુખનો યા અલ્પ આનંદનો ભૂખ્યો નથી. મને તો તારો અમૂલ્ય પ્રેમ જોઇએ છે, આયેષા "

( અસ્ફુટ અને કરૂણ સ્વરે આયેષા બોલીઃ)

**આયશા**—" ખરેખર, તારો મારાપર અનંત ઉપકાર છે. "

**ઉસમાન**—હજી મારે કહેવાનું પુરૂં થયું નથી મને તારો પ્રત્યુતર એટલો જલ્દી નથી જોઇતો. તું મારૂં સાંભળીલે આ વખતે હું નવાબ છું. મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું કોઇનામાં સામર્થ્ય નથી. જો તેં મારા ઉપર આરોપ મુક્યા પ્રમાણે વિકારી લાલસા માહારા હૃદયમાં હોત તો એ લાલસા મેં ક્યારનીએ પાર પાડી હોત અને મેં તેવો આનંદ મેળવી લીધો હોત ! તું એકલી, એકાંતમાં અને નિદ્રિત સ્થિતિમાં છે એવું જોઇને તારી પાસે એક ચોર પ્રમાણે આવવાની મને કંઇ જરૂર ન્હોતી. ગમે ત્યારે, ગમે તે જગ્યાએ, હું તારા શરીરને સ્પર્શ કરી શકત ! પણ આયેશા ? એવી ઇચ્છા મને સ્વપ્નમાં પણ થઇ નથી. એનું કારણ કંઇ જ નહિ પણ મારો તારાપરનો પ્રેમ છે. મેં તને મારૂં અંતઃકરણ વિના મૂલ્યે, વગર માગ્યે.

વેચી દીધું છે. હું તને ચાહું છું. પછી પ્રેમના માર્ગમાં જોર જબરી, જૂલમ અને અત્યાચાર શું કામનાં ? જો તું મારા પર પ્રેમ ન રાખે જો તુ મારાતરફ પ્રેમ દૃષ્ટિએ ન જુએ તો દૈહિક સુખની મને લેશ માત્ર પરવા નથી. મારો પ્રેમ ક્ષુદ્ર વાસનાની તૃપ્તિ માટે તારા તરફ ઢળ્યો નથી. તે પ્રેમનો બદલો નીચ વિકાર તૃપ્તિથી વળી શકે એમ નથી. મારો પ્રેમ નિઃસ્વાર્થ અને અગાધ છે.

( આયેષા દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલી. )

**આયશા**—ભાઇ ઉસ્માન, ખરેખર, તું મનુષ્ય નહિ પણ દેવ છે. માનવીઓના ક્ષુદ્ર વિચારોનો ત્યાગ કરી તું દેવી ભૂમિકાપર વિહાર કરવા લાગ્યો છે. એ હું આજ સૂધી સમજી શકી ન્હોતી; પણ આજે મારા હૃદયપર પૂર્ણ પ્રકાશ પડયો છે—

**ઉસમાન**—" મારૂં બોલવું પૂરતું સાંભળી તો લે ! મારા પિતાને અનેક બેગમો હોવા છતાં તેઓએ સેંકડો વિલાસ દાસીઓ સુદ્ધાં રાખી હતી ! નવાબો અને બાદશાહો માટે અનેક સૌંદર્ય સંપન્ન યુવતીઓ સાથ આનંદ કરવો એ તેમને માટે લાંછનરૂપ નહિ પણ ભૂષણરૂપ ગણાય છે ! પણ મારૂં વિવાહ કરવા યોગ્ય વય ક્યારનું થઇ ગયા છતાં મેં કોઇપણ સ્ત્રી સાથ હજુ વિવાહ કર્યા નથી. આનું ખરુ કારણ કહોતો તે તારી પ્રાપ્તિની આશા એ જ છે. આ હતભાગી ઉસ્માનખાન એ આશાના અવલંબનપર આજસૂધી અવિવાહિત રહ્યો છે અને

જો તારો પ્રેમ મેળવવાની મારી આશા નિરાશામાં જ પરિવર્તન થશે તો જન્મ સુધી કોઇપણ સ્ત્રી સાથ હું વિ-વાહ કરૂં એ બનાવ તદ્દન અસંભવિત જ માની લેજે. હું જીંદગી પર્યંત બ્રહ્મચારી રહીશ; આયેશા, આ જગત્માં સૌંદર્ય સંપન્ન રમણીઓનો તોટો નથી. હું ધારૂં તેજ પળે અનેક સ્ત્રીઓને મારી બેગમ બનાવી શકું એમ છું; પણ એવી રીતે કોઇ સ્ત્રીને મારી બેગમ બનાવી તેને બિચારીને હું શા માટે ફસાવું ! તેને હું શું આપું ? બેગમને જે હૃદયની આશા હોય, જે હૃદયનો પ્રેમઝરો પોતા પ્રતિ ઢળેલો રહે એવું જોવાની ઇચ્છા હોય તે હૃદય તો તને અર્પણ થઇ ગયું છે—હવે એ હૃદય હું બીજી સ્ત્રીને શી રીતે આપી શકું ? તારાપર આ હૃદય દિવાનું બન્યું છે. તને જોઇને, અને ચાહીને હું મારૂં સઘળું સાનભાન ગૂમાવી બેઠો છું."

( આયેશાના નેત્રોમાંથી મોતી જેવા જલબિંદુઓ જ-મીનપર પડવા લાગ્યા. ખાન આગળ બોલ્યો.

"મારો મોટો ભાઇ વિષયના અંધારા કૂપમાં ડૂબી ગયો છે ! નક્ષત્રમાલાથી વિંટાયેલા સુધાકર પેઠે હંમેશા સૌંદર્ય સંપન્ન યુવતીઓમાં પડી રહે છે. તેના વિષયાનલને પ્રજ્વલિત કરવાનું કામ શરાબ અને બીજી કેફી વસ્તુઓ કર્યા કરે છે. વિષય વાસનામાં તલ્લીન થવાથી તે રાજ્યકારભારના કોઇ પણ કામ તરફ ધ્યાન આપતો નથી રાજ્યની પણ તેને વિશેષ કાળજી નથી; આટલું હોવા છતાં તેને એક શબ્દ કહેવાની કોઇ હિમ્મત કરી શકતું નથી. તારા પ્રેમનો વિચાર કરી ઝૂરીઝૂરીને આયુષ્ય ન

ગાળતાં, મારા ભાઈ પ્રમાણે એયશ આરામ અને વૈભવવિલાસમાં જીવન ગાળવાની મારા ઘણા મિત્રો અને હિતચિંતકોએ મને સલાહ આપી હતી. પણ તું જ કહે, આયેશા ! કે તેમની સલાહ યોગ્ય છે કે ? જેણે તને જોઈ છે, તારૂં આ મધુર લાવણ્ય યુક્ત સૌંદર્ય જેના હૃદયપટપર કોતરાઇ ગયું છે તને જે આ બ્રહ્માંડનું અમૂલ્ય રત્ન સમજે છે, તે ઉસમાન એવા એયશ આરામ અને વૈભવવિલાસમાં કદિ પણ આનંદ મેળવી શકે ? સૌંદર્ય સંપન્ન યુવતીઓની તું દેવી છો તારૂં સૌંદર્ય અદ્વિતીય છે. તારા જેવા અણમોલ રત્નની પ્રાપ્તિની જેના હૃદયમાં ઇચ્છા છે તે વિષયની નીચ વાસનાથી યા દુનિયાના બીજા ગમે તેવા વૈભવથી પણ વિચલિત થનાર નથી ! "

( આયશા સ્તબ્ધ ઉભી હતી. તેનું મસ્તક ભમવા લાગ્યું હતું. આંખોમાંથી અવિશ્રાંત અશ્રુધારા પડતી હતી. ઉસ્માનખાન તેની છેક પાસે જઇ ઉભો, એક બાજુ તે ભયંકર સર્પનું મૃત શરીર પડયું છે એક બાજુ સૌંદર્યની અધિષ્ઠાત્રી આયેષા ઉભી છે અને તેની પાસે વિશાળ હૃદયી વીરશ્રેષ્ઠ ઉસ્માનખાન વિષાદપૂર્ણ વદને ઉભો છે ! ખરેખર, તે દેખાવ અત્યંત કરૂણ જણાતો હતો ! ઉસ્માનખાન હાથ જોડી, કાકલુદી કરતો આયેષાને કહેવા લાગ્યો )

**ઉસ્માન**—" આયેશા ! મનમોહિનિ ! સૌંદર્યદેવી ! તું મને મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે ! કલ્યાણી ! તને આવી

રીતે ઝૂરાપામા મારા જીવનનો અંત આવે એ યોગ્ય લાગે છે કે ? તારા પ્રેમાગ્નિમાં–તારા સ્નેહની અપ્રાપ્તિથી ઉત્પન્ન થયેલા ભયંકર પ્રેમાગ્નિમાં હું દગ્ધ થઇ જાઉં એ તને પસંદ છે કે ? વ્હાલી આયેશા ! આ જગતમાં પ્રેમનો બદલો શું પ્રેમથી મળતો જ નથી ? આપણે અશક્ત થયા પછી આપણા પ્રિયજન શું આપણાપર અનુરક્ત નથીજ થતા ? હૃદય આપવા તૈયાર થનારાને પોતાના હૃદયમાં સ્થાન આપવાની ઉદારતા બતાવવા શું કેમજ તૈયાર થતું નથી ! અરેરે ! આટલું બધું નિષ્ઠુર આ જગત્ કેમ હશે, આયેશા ?"

( આ વેળા ઉસ્માનખાનનો હાથ અત્યંત માનથી પકડી આયેશા બોલી: )

**આયશા**—". ભાઇ ઉસ્માન તારા જેવો પ્રેમી મળવો ખરેખર દુનિયામાં દુર્લભજ છે. ખરેખર, જે સ્ત્રીની તું આશા રાખે છે, જેનાપર તારો પ્રેમ જડાયો છે, તેને ધન્ય છે. જો આ જગત્માં પ્રેમનો ખરો બદલો કોઇને પણ મળવાનો હક હોય તો તે પ્રથમ તનેજ મળવો જોઇએ. તું મનુષ્ય નથી–દેવ છે. પણ ઉસ્માન ! હું એક ક્ષુદ્ર સ્ત્રી છું ! મારાપર પ્રેમ રાખવો યોગ્ય નથી. તારા આ પ્રગાઢ પ્રેમને માટે હું અયોગ્ય છું—"

( આયષા વધારે બોલી શકી નહીં. )

**ઉસમાન**—આયશા ! તારૂં અમૃતપુર મધુર ભાષણ સાંભળી મારૂં હૃદય ઉન્મત બન્યું છે સ્તબ્ધ ન થઇ જા તારે જે કહેવું હોય

તે કહિ દે ( અસ્ફુટ સ્વરે બોલી ).

**આયશા**—ઉસ્માન ! જો તને માહારૂં હૃદય સોંપવાની મારામાં શકિત હોત તો મેં જરૂર તે તને આપ્યું હોત પણ હાય ! તે શકતી મારામાં રહિ નથી. ભાઇ ! હાલ જો હું મરી ગઇ હોત તો જ બહુ સારૂં થાત. ભાઇ ઉસ્માન ! સર્પના કાતિલ દંશથી જો મારૂં મોત નિપજવા દીધું હોત તો સારૂં થાત ! ભાઈ તેં મને શામાટે બચાવી ?

( આયશાથી વધારે ન બોલાયું તેનો કંઠ રૂંધાઇ જવાથી આંસું લુછી ત્વરિત ગતિએ ચાલી ગઇ તેના ગયાથી અને તેના બોલવ જવાબથી તે કિંગમૂઢની માફક સ્તબ્ધ થઈ ઉભો રહ્યો અને બોલવા લાગ્યો. )

**ઉસ્માન**—" હમેશાં આજ શબ્દો-આ અંતઃકરણને દગ્ધ કરી નાખનારા-ચીરી નાંખનારા ભયંકર શબ્દો ! હાય ! મારા શરીરને અસહ્ય વેદના થાય છે. અરે ! આમ જીવવા કરતાં તો મૃત્યુને શરણ થવું વધારે સારૂં. પણ શું ? હું મરી જાઉં ? આત્મહત્યા કરૂં ? નહીં નહીં ? આત્મહત્યા કરી શામાટે નાહક પાપભોગી થાઉં? હું વીર છું-અને રણાંગણમાં શત્રુની સાથે લડતાં લડતાં પ્રાણ ગુમાવીને જ હું આ આગ-આ દાહ-આ ભયંકર લાહ્ય શાંત કરીશ. "

( ખિન્ન વદને હતાશ થયેલો ઉસ્માનખાન જડ પાષાણ મૂર્તિ પેઠે ત્યાં થોડીકવાર સ્તબ્ધ ઉભો રહી, ધીમે ધીમે બીજી તરફ ચાલી ગયો.)

---

# અંક બીજો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—જગન્નાથપુરીના મેદાનમાં માનસિંહનો તંબુ.

**પાત્ર**—માનસિંહ–રામચંદ્રદેવ પાછળથી ઉસ્માનખાંન વગેરે.

**માનસિંહ**—રામચંદ્રદેવ! જગન્નાથપુરીની યાત્રા અર્થે ઘણા દિવસ થયા આવવાનો હું વિચાર કરતો હતો, અને તેનાં પણ પઠાણોના સાથે થએલી સલાહ પ્રમાણે પુરીના અધિકાર સામ્રાટ અકબરના હાથમાં આવ્યો અને શહેનશાહની ઇચ્છા પ્રમાણે પુરીનો અધિકાર તમારી દેખરેખ નીચે મૂકયો ત્યારથી તો જગન્નાથપુરીનાં આવી વિધિ પૂર્વક પ્રભુ પૂજા કરી કૃતાર્થ થવાની ઇચ્છા હંમેશા થયા કરતી હતી તમોએ અમારા સ્વાગતને માટે જે ઉંચી ગોઠવણો કીધેલી છે તે જોઇ મને ઘણો આનંદ થાય છે. નાના મોટા તંબુઓ તાણવા ઉપરાંત હાથી ઘોડા ઊંટ વીગેરેને માટે પણ વિશાળ તંબુઓ અને જુદા જુદા રસોડા, હમામખાના અને શયનગૃહ ઇત્યાદીની ગોઠવણથી તંબુની ઇમારતોવાળું નાનું નગરજ વસાવી દીધું છે. વળી તમારી વ્યવસ્થાની દક્ષતા માટે પણ જેટલી તારીફ કરવામાં આવે તેટલી ઓછી છે. છાવણીમાંની કોઇ પણ વ્યક્તિને કોઇ

પણ ચીજ માંગતા ન મળવાનો તો શું પણ મોડી મળવાનો પ્રસંગ બનવા પામતોજ નથી.

**રામચંદ્રદેવ**—મહારાજા સાહેબ ! આપે જે તારીફ કરી છે તેને માટે હું લેશ માત્ર પણ લાયક નથી. આપે મારી નાની સેવાને મોટું સ્વરૂપ આપી મારી પ્રશંસાને માટે હૃદયની લાગણીથી ઉભરાઇ જતા શબ્દો ઉચ્ચાર્યા છે તે આપનું ઉદાર હૃદય અને ઉદાર વિચારોનું પરિણામ છે. સામ્રાટ અકબર તરફથી પુરીનો કબજો મને સોંપવામાં આવ્યો તે પણ આપની ઇચ્છાનુંજ પરિણામ. નહિં તો એક વખત અમો પુરીપતિ, કહેવાતા હતા તેઓને મારી કાઢી પઠાણોએ અમારૂં શહેર પોતાના રાજ્ય સાથે જોડી દીધું હતું અને આ દેવ ભૂમિ ઉપર કેટલોએક અણઘટતો જુલમ પણ થયો હતો. મહારાજા સાહેબ ! નવાબ સાહેબ સુલેમાનખાન અને ઉસ્માનખાન તેમના પ્રાન્તમાંથી જ્યારે આપની સ્વારી પસાર થઇ ત્યારે આપને મળ્યા હશે ?

**માનસિંહ**—રામચંદ્રદેવ ! તમારા જેવી ઉછળતી ભક્તિ અમારા જેવા સામ્રાટના એક નોકર તરફ બધાની ક્યાંથી હોય ? વળી ગમે તેવા પણ તેઓ નવાબ છે. ઓડીસાના રાજ્યકર્તા હોવાથી તેઓને રાજ્યનો કારોબાર ચલાવતા ફુરસદ પણ મળી ન હોય તો તે બનવા જોગ છે; વળી તેઓએ એક દૂત સાથે પત્ર મોકલી મને જણાવ્યુ હતું કે ઓડીસાના નવાબ મહારાજાની મુલાકાતે આવી શકયાં નથી તેથી તેઓ દીલગીર છે. મહારાજાનો મુકામ પુરીમા થવા પછી નવાબ સાહેબ એકાદ દિવસ

તેમની મુલાકાતે આવી જશે જો કાંઇ પણ આવશ્યક્તા જ-ણાય તો આ દૂતને આજ્ઞા કરવાથી યોગ્ય વ્યવસ્થા કરી આપશે. આ પ્રમાણે પત્ર મળ્યો હતો. બિચારો એથી વિશેષ શું કરે ?

**રામચન્દ્રદેવ**—આપની ધાર્મિક મનોવૃત્તિને લઇને ક્ષમાશીલ થ-એલો સ્વભાવ કોઈ પણ પ્રકારે કંકાસ ઉભો ન થાય એ આપની કાળજીનોજ આ જવાબ છે. ધાર્મીકતાના પ્રબળ પ્રવાહથીજ તેમની મલીનતા આપ જોઇ શકતા નથી. આ-પના નિર્મળ હૃદયમાં પ્રેમ, દયા, શાન્તિ પૂર્ણપણે વ્યાપી ગએલાં છે. પરન્તુ, ઓડીસાની શાસનપદ્ધતિ જોતાં સલાહનામાના સર્વે નિયમો નવાબ સાહેબ પાળતા હોય તેવું મને જણાતું નથી અને ભવિષ્યમાં એ નિયમો પળાશે એમ પણ માનવાનું કારણ નથી કારણ કે નવાબ ઉસ્માનખાનની પ્રકૃતિ દૂર્મતિમય અને વિલક્ષણ પ્રકારની જણાય છે, વળી, ઉસ્માનખાન શુર-વીર અને પ્રાક્રમી હોવાથી તેને પોતાના બાહુબળનું અભિમાન પણ થવા લાગ્યું છે માટે મહારાજા! ખાતરી રાખજો કે નવાબ ઉસ્માનખાન મોગલોના તાબામાં રહી સુખ માને એ કદિ સંભવિત મનાય તેવું નથી. મહારાજા માનસિંહ સામ્રાટ અકબરનો મોટામાં મોટો સરદાર તેની સાથે આ ઉદ્ધત વર્તન ચલાવ્યું છે તેજ બતાવી આપે છે કે ભવિષ્યમાં લડાઈ થયા વિના રહેશે નહિં. મહારાજાએ મોકલેલા પત્રનો પ્રત્યુ-ત્તર પણ સંતોષકારક ક્યાં આવ્યો છે? મહારાજાના સ્વાગ-તની તેણે લેશ માત્ર પણ પરવા કીધી નથી આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તરુણ નવાબને સામ્રાટની શહેનશાહત

તરફનું માન અથવા ભય, યત્કિંચિત પણ છેજ નહિં.

**માનસિંહ**—રામચંદ્રદેવ! અતિથિ સત્કાર કરવો એ કાંઇ દરજ્જાને લગતી વસ્તુ નથી. આપણે હિંદુ અને નવાબ મુસલમાન એટલે આપણે માટે શું શું વ્યવસ્થાની જરૂર પડે તે સંબંધી પણ તેમને જ્ઞાન હોઇ શકે નહિ. આટલા ઉપરથી કાંઇ નવાબ તહનામાને માન નહિ આપે તેવી શંકા કરી શકાય નહીં ( મહારાજા હાવકુ મેં રાખી હૃદય છુપાવી બોલ્યા, ચોપદાર પ્રવેશ કરે છે )

**ચોપદાર**—મહારાજાધિરાજ! ઓડીસાના નવાબ આપ નામદારની મુલાકાત માટે પધારેલા છે.

**માનસિંહ**—રામચંદ્ર દેવ નવાબ સાહેબના માન માટે તોપોના બહાર કરાવો વાજીંત્રો વગાડાવો તથા હથિઆર નમાવી માન આપવા માટે સર્વ સૈનિકોને આજ્ઞા કરો.

( જે પછી પોતે આસનપરથી ઉતરી નવાબ સાહેબ લેવા ગયા. હાથ પકડી સિંહાસન પરથી બેસાડી બોલ્યા.)

નવાબ સાહેબ! આપની તબીએત તંદુરસ્ત અને મઝામાં તો છોને ? કુટુંબ પરિવાર અને રાજ્યના સર્વે શુભેચ્છકો આનંદ મંગલમાં હશે 'એમ હું ધારૂં છું. આપની મુલાકાતથી મને ઘણો આનંદ થાય છે જો કે હું ઓડીસામાં છું છતાં ઓડીસાના નવાબ સાહેબ મ્હારી મુલાકાતે પધારશે એવું મને લાગતું નહતુ છતાં આપનું અત્રે આગમન થવાથી

હું મને બહુજ ભાગ્યશાળી સમજું છું.

**ઉસ્માનખાન**—આપનું કહેવું યોગ્ય જ છે કારણ કે આપનો અમારા પર એવો પ્રેમ છે; પણ મહારાજ ! અમે તો આપના ગુલામ કહેવાઇએ. ગુલામોની મુલાકાતથી કોઇને પણ આનંદ ઉપજે કે? અને ગુલામોની મુલાકાતથી કોઇ પોતાને ભાગ્યશાળી થયાનું માને પણ ખરૂ કે ?

**માનસિંહ**—નવાબ સાહેબ! ઘણા પ્રસંગો એવા બને છે કે ગુલામોને પણ પોતાના જેવા ગણવા પડે છે, અને એવા અનેક ગુલામો પણ સ્વામિત્વના સ્વરૂપની પ્રાપ્તિ કરી શકયા છે: પણ, એ સઘળું તેમની વર્તણુંક પર આધાર રાખે છે. તમે મોગલોની સત્તાનો સ્વીકાર કીધો છે પણ હવે એકય બનાવવું કે નહિં એ આપની ઇચ્છાપર અવલંબેલું છે. (મહારાજાના ભાષણથી ખાનને બહુજ ખરાબ લાગ્યું છતાં તેનામાં સહિષ્ણુતા અપૂર્વ હતી તેથી કાંઇ બોલ્યો નહિં. ધૈર્યનો ઉપયોગ કરી થોડીવારે બોલ્યો.)

**ઉસ્માન**—મહારાજા સાહેબ! હું આપની સાથે તકરાર કરવા આવ્યો નથી આપના જેવા શ્રેષ્ઠ અધિકારી સાથે વાદવિવાદ કરવાની શક્તિ પણ આ ક્ષુદ્ર સેવકમાં નથી. હું કેટલીએક બાબતમાં આપની સલાહ પૂછવા અને આપને વિનંતિ કરવા આવ્યો છું.

**માનસિંહ**—નવાબ સાહેબ! તેવું જે કાંઇ હોય તે ખુશીથી કહો હું સાંભળવા તૈયાર છું. આપની સાથે કોઇ પણ જાતનો વિ-

રોધ કરવાને મારી પણ ઇચ્છા નથી. મારૂં કહેવું એટલુંજ છે કે જો તમે તમારાપણું જાળવશો તો તેમાં તમારૂંજ હિત સમાએલું છે.

**ઉસમાન**—મહારાજા ! એ વિરોધકારક દુઃખી વાતને હવે જવા દો, આપને મારી એકજ વિનંતિ છે કે આપના પુત્ર કુમાર જગતસિંહને જન્મકેદની સજા કરી તુરંગમાં રાખ્યાનું મેં સાંભળ્યું છે અને તે સાથે એવું પણ સાંભળ્યું છે કે તે વીરપુરૂષને એટલી ભયંકર સજા કરવાના જે કારણો જાહેર થયા હતા તેમાં એક કારણ નવાબજાદી આયશા પર તેનો પ્રેમ હતો એ પણ પ્રધાન કારણ હતું. શું આ વાત ખરી છે !

**માનસિંહ**—નવાબનન્દિની આયશા પર પ્રેમ ઉત્પન્ન કરવો એ ખરેખર ! જગતસિંહનો ભયંકર અપરાધ છે અને તેને માટે જે સજા કરવામાં આવી છે તે બહુજ થોડી છે. તે બેપરવા મૂર્ખ રાજ્ય કર્મની અવહેલના કરનારો અને રાજ્યના શત્રુ સાથે સ્નેહ રાખનારો પ્રેમ રાખનારો પુરવાર થએલો હોવાથી આવા ઘોર અપરાધને માટે તેને આ સજા કરવામાં આવી છે.

**ઉસમાન**—"તેને યોગ્ય સજા થઇ છે કે અયોગ્ય, તેના ગુન્હાનું સ્વરૂપ એટલું ભયંકર છે કે સૌમ્ય છે, તે જોવાનો મને અધિકાર નથી. હું તેમાં કંઇજ સમજતો નથી. જગતસિંહ મારો શત્રુ છે. અનેક કારણોને લીધે હું તેનો નાશ કરવા ઇચ્છું છું, જો કે હું તેનું કલ્યાણ થાય એવું ઇચ્છતો નથી, તેનો ગમે તેમ કરીને નાશ કરવો એજ મારૂં પ્રધાન ધ્યેય

છે, તોપણ તે આવી અસહ્ય આપત્તિ ભોગવે એ મને બિલકુલ પસંદ નથી. તેની ને મારી શત્રુતાનું કારણ ઘણું ખાનગી છે. મહારાજાની આજ્ઞા હોય તો તે પ્રકટ કરૂં"

**માનસિંહ**—તમારે જે કહેવું હોય તે નિઃસંકોચ કહો.

**ઉસ્માન**—અયશાને જગત્સિંહે પ્રેમદૃષ્ટિએ જોઇ નથી; કિંવા આયેશાના મનમાં પોતાને માટે પ્રેમ ઉત્પન્ન કરવાનો, કશો પણ પ્રયત્ન તેણે કર્યો નથી. આયેશા પોતેજ તેના પર અનુરક્ત થઇ હતી. અને તે તેણે કુમારને સ્પષ્ટ જણાવ્યા છતાં તેની વિનંતિપર લક્ષ આપ્યું ન્હોતું. આયેશા સાથ તેણે કદિ પ્રેમ પૂર્ણ ભાષણ પણ કર્યું નથી. જગત્સિંહ મારો શત્રુ છે; તોપણ આ વાત હું તદ્દન સત્ય કહું છુ.

**માનસિંહ**—ત્યારે તમે તેની સાથ દ્વંદ્વ યુદ્ધ કેમ કર્યું હતું?"

"એ પણ આપ જાણો છો કે? એનું કારણ પણ આયેશાનો પ્રેમજ હતો. તેની પ્રાપ્તિની આશાપરજ આજ સુધી મારૂં જીવન ટકી રહ્યું છે. પરંતુ આયેશાના હૃદયમાં મારે માટે તલમાત્ર જગ્યા નથી. તેનામન સંહાસનપર તેણે જગત્સિંહની મૂર્તિ સ્થાપિત્ત કરી છે. અને તેથીજ જગત્સિંહને મારો કટ્ટો શત્રુ સમજું છું. આ જગત્ હૃદય મંદિરમાંથી જગતાસંહનો નાશ થયા વિના આયેશાના હૃદયમાં મને કદિપણ સ્થાન મળવાનું નથી. જગત્સિંહ આયેશાના હૃદયમાં હોવાથી આયેશાના પ્રેમમાં મળેલી નિરાશાની યાતના મારા હૃદયને વધુ અને વધુ દગ્ધ કર્યા કરે છે. હું દ્વંદ્વ યુદ્ધમાં

જગત્સિંહને મારી નાંખવા સમર્થ થયો નહિ તેથી હું પુનઃ અવસર મળવાની રાહ જોઉંછું. પણ જગત્સિંહ જિંદગી સુધી કેદમાંજ રહેશે તો એવી તક મને આ લોકમાં શી રીતે મળી શકશે ? જગતસિંહ જીવતા સુધી તો આયેશા તેને ભૂલવાની નથી ને એથીજ હું જગત્સિંહનું મરણ ઇચ્છુંછું. આથી હું આપને વિનંતિ કરૂંછું કે, તેને કેદમાંથી મુક્ત કરી મારી સામે સમરાંગણમાં મોકલો.

**માનસિંહ**—તમારા શત્રુત્વની રીતિ અજબજ છે. આયેશા પર તેણે કદિપણ પ્રેમ કર્યો નથી એટલે તે નિરપરાધી છે એવું પણ તમેજ કહોછો; અને તેને છોડી દઈ મારી સામે યુદ્ધ કરવા મોકલી તેનો પ્રાણ લેવો છે એમ પણ તમે જ કહોછો.

( ખાન વચમાંજ બોલી ઉઠયો. )

**ઉસ્માન**—"હું જે કહું છું તેમાં મારો સ્વાર્થ છે તેથી મારૂં કહેવું અસત્ય છે એમ આપ સમજશો નહીં. કદાચિત એ શત્રુત્વ આપને અજબ જેવું લાગશે પણ થોડોક વિચાર કરતાં એમાં અજાયબ જેવું કંઇ નથી એમ આપને જણાઈ આવશે. મારે જે વિનંતી કરવી હતી તે મેં કરી. હવે તેનો સ્વીકાર કરવો કે નહિ તે આપની મરજીની વાત છે. રાજકીય બાબતમાં એક બે વાત મારે આપને કહેવાની હતી પરંતુ તેતો પત્રથી અથવા દૂત મારફતે પણ થઈ શકશે પરંતુ, આપની કંઇ પરોણાગત થઇ નથી તેને માટે હું બહુ જ દિલગીર છું. હવે હું રજા લઉં છું.

( સર્વને સલામ કરતો ખાંન બહાર જાય છે. )

**માનસિંહ**—રામચંદ્ર દેવ ! મોગલો અને પઠાણો વચેની સુલેહ થોડાજ વખતમાં હવે તુટવા લાગશે. રામચંદ્રદેવ પધારો હવે હું અંતઃપુરમાં જાઊછું.

---

# અંક બીજો.

---

## પ્રવેશ બીજો.

**સ્થળ**—પુરી મુકામે રાણીવાસનો તંબુ.

**પાત્ર**—દાસીઓ-પાછળથી મહારાજા માનસિંહનું પધારવું ઉર્મીલાદેવી અને રાજલક્ષ્મી. )

**મોતી**—જોમબાઈ સાંભળો છો કે સામેથી મહારાજા પધારે છે માટે સુવર્ણ કળશમાં પાણી તથા પાન સોપારી તૈયાર રાખજો

હું પંખો લઈને ઉભીછું.

( મહારાજા પ્રવેશ કરે છે ).

**માનસિંહ**—દાસી ! રાંણી સાહેબ કયાં છે ?

જેમ—પ્રભુ! ઉર્મીલાઆ આપનામદાર માટે ભોજન શાળામાં વ્યવસ્થા કરે છે તેઓ હમણાજ પધારશે.

( ઉર્મીલાદેવી તથા રાજલક્ષ્મી પ્રવેશ કહે છે )

માનસિંહ—એક પલવાર પણ તમારૂં સુંદર વદન જોયા વિના મને ચાલી શકે તેવું નથી એક વખત ખાવાનું નહીં મળે તો ચાલે પરંતુ એક મીનીટની પણ તમારી ગેરહાજરી પરવડે તેવું નથી.

ઉર્મીલાદેવી—" જે નાદ ખાવાપીવાની શુદ્ધિ પણ રહેવા દેતો નથી, જે ફક્ત આનંદ પ્રમોદમાં જ સમય ગૂમાવવો એવું દઢ કરે છે તેને શું કહેવું ? ચાલો–ભોજન કરવા ચાલો–"

માનસિંહ—" પણ સુંદરી, જે ભાગ્યશાળીએ તારા અધરામૃતનું પાન કર્યું છે તેને હવે બીજા ભોજનની જરૂરજ શી છે ! "

ઉર્મીલાદેવી—" મને લાગે છે કે જેમ જેમ વૃદ્ધાવસ્થા આવતી જાય છે તેમ તેમ રસિકતાનું પૂર આવતું જાય છે.

માનસિંહ—" એમ થવાનું કારણ છે. તારૂં વય જેમ જેમ વધતું જાય છે તેમ તેમ વૃદ્ધપણાને બદલે તારા તારૂણ્ય ચંદ્રની એક એક કળા વધતીજ જાય છે અને તેથીજ રસિકતાના સમુદ્રમાં આપોઆપ ભરતી આવે છે !"

( મહારાણીએ જોયું કે મહારાજા ઉત્તરોત્તર અધિકજ વિનોદ કર્યા જાય છે. આવો વિનોદ રાણીને અત્યારે ગમતો ન્હોતો તેથી તે જરા બાજુ હઠી ગઈ. મહારાણી બાજુ હઠતાં

જ મહારાજાની દૃષ્ટિએ મહારાણીથી થોડેક દૂર ઉભેલી યુવતી પડી. મહારાજે રાણીને પૂછયું: )

માનસિંહ—" આ બાલિકા કોણ છે ? "

ઉર્મીલા—" એ મારી એક બાલ સખીની પુત્રી છે. મહારાજાને પ્રણામ કરવા એ અહિં આવી છે. "

( તરૂણીએ મહારાજાને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. તેની આંખોમાં પાણી ભરાઈ આવ્યા હતાં પણ તેના તરફ કોઈનું લક્ષ ગયું નહિ. નીચું મોઢું કરી તે મહારાણીની બાજુમાં જઈ ઉભી રહી. )

માનસિંહ—" લક્ષ્મી જેવી સોંદર્ય સંપન્ન બાલા તને ક્યાં મળી ? "

ઉર્મીલા—" એ એની માતા સાથ જગન્નાથજીના દર્શને આવી હતી. એની માતા ચાલી ગઈ પણ મેં એને જવા દીધી નહિ. થોડાક દિવસ એને મારી પાસે રાખવાનો મારો વિચાર છે. "

માનસિંહ—" બહુ સારી વાત છે. બહુ સુશીલ છોકરી જણાય છે. એનું વર્તન પણ કુલીન જેવું જણાય છે. સ્વભાવ પણ કોમલ છે. એના વિવાહ થયા છે કે ? "

ઉર્મીલા--" હા થયા છે અને તે સંબંધી મહારાજાને એક અરજ કરવાની છે. પણ તે આજે નહિ. બીજા કોઈ દિવસે થઈ રહેશે. "

માનસિંહ—" જેવી તારી મરજી. પણ એની વ્યવસ્થા તો યોગ્ય પ્રકારે કરી છેને ? "

**ઉર્મિલાદેવી**—" હા-મહારાજ.'

**માનસિંહ**—" આજે બહુ જ સખત તાપ પડે છે. ( ઉર્મિલાદેવી પંખો લેવા ગઈ. પલંગ પાસે જ એક પંખો પડયો હતો ને તેની નજરે પડયો ન્હોતો. નવીન તરૂણીની દૃષ્ટિએ તે પડતાં તુરતજ તે લઈ તે મહારાજાને પવન નાખવા લાગી )

**માનસિંહ**—" નહિ. નહિ બાલા ! તારે આ કામ કરવાની જરૂર નથી. હમણાં દાસી આવશે. તારા હાથ દુખશે, બહેન !"

( મધુર સ્વરે યુવતી બોલીઃ )

**રાજલક્ષ્મી**—" મહારાજાની સેવા કરતાં મને આનંદ ઉત્પન્ન થાય છે."

( એટલામાં ઉર્મિલાદેવી પંખો લઈ આવી તેને મહારાજાએ પૂછ્યું:)

**માનસિંહ**—" આ છોકરીનું નામ શું ?"

**ઉર્મિલા**—" રાજલક્ષ્મી."

**માનસિંહ**—" નામ પાડનાર વ્યક્તિ ખરેજ બહુ નિપુણ હોવી જોઇએ. બાલિકા ખરેખરી રાજલક્ષ્મી જ છે. એ લક્ષ્મી જેની કુળવધુ થઇ હશે તે રાજકુળજ હોવું જોઇએ એમાં લેશ માત્ર સંશય નથી."

(આ સમયે દાસી આવી પહોંચી. મહારાજાએ રાજલક્ષ્મીને કહ્યું:)

" બાલા, પંખો દાસીને આપ. તું થાકી જશે."

**રાજલક્ષ્મી**—"હું થાકી ગઇ નથી: પણ મહારાજાની આજ્ઞા હોવાથી પંખો દાસીને આપું છું." ( કહી, દાસીને પંખો આપી રાજ-લક્ષ્મી ઉર્મીલાદેવીની બાજુમાં જઇ ઊભી રહી. )

**ઉર્મિલા**—"મહારાજા, ભોજન કરવા પધારો બહુ સમય થઇ ગયો છે."

**માનસિંહ**—" ઠીક—ચાલો. "

( ઉર્મીલાદેવીનો હાથ પકડી અસ્ફૂટ સ્વરે રાજલક્ષ્મી બોલી. )

**રાજલક્ષ્મી**—" માતુશ્રી ! તમે કહો તો મહારાજાના ભોજનની હું વ્યવસ્થા કરૂં "

**ઉર્મિલા**--" ઠીક છે તું જા—હું આવું છું."

**માનસિંહ**- રાણિ રાજ્યલક્ષ્મીની ચાલાકી તો કાંઇ અજબ લાગે છે મને તેનું નેત્ર વદન જોવું બહુ ગમે છે. તેને તો હવે હંમેશાં અહિંયા જ રાખજે.

**ઉર્મીલા**—એ સર્વ આપની ઇચ્છા પર અવલંબેલું છે. હવે ભોજન કરવા ચાલો.

( ભોજનશાળા તરફ જાય છે. )



# અંક બીજો.

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**---ઉસ્માનખાંનનો મહેલ.

**પાત્ર**—ઉસ્માનખાંન અને પાછળથી આયશા.

**ઉસ્માન**—મહારાજા માનસિંહે મારા મોં ઉપર મને ગુલામ કહ્યો તેને હું મળવા ગયો હતો કંઈ અપમાન સહન કરવા ગયો નહોતો. હવે ગમે તેમ થાય પણ કોઇ પણ પ્રકારે બાહાનું કાઢીને પણ તહનામાનો ભંગ કરી યુદ્ધ કરવું આ તો મારો નિશ્ચયજ છે. અને યુદ્ધ સામગ્રી એકઠા કરવામાં નવીન મંત્રી પણ સહાય પૂર્ણ કરે છે યુદ્ધમાં જય કે હાર જે થવાનું હોય તે થાય તેવો વિચાર કરનાર યુદ્ધ કરી શકેજ નહીં ( તેવામાં દરવાજા પરથી અવાજ આવ્યો. )

**આયશા**—નવાબ સાહેબ અહીં એકલાજ છે કે ?

**ઉસ્માન**—આ અવાજ તો મારી મહારાણી આયશાનો ! તે અત્યારે હું એકલો છું તેવું કેમ પૂછે છે ? ( આયશા પ્રવેશ કરે છે. )

**ઉસમાન**—કોણ આયેશા ? આવ બીજું કોઈ નથી. હું એકલોજ

છું. શું તારે મને મળવું છે? જો એમ હતું તો તેં શા માટે શ્રમ લીધો? મને કોઇ દાસી માર્ફતે બોલાવ્યો હોત તો હું ત્યાંજ આવ્યો હોત. (એમ કહી ખાન પોતાની બેઠક પરથી ઉઠી આયેશાના સન્માનાર્થે બારણા આગળ આવ્યો. આયેશા અભિવંદન કરી દીવાનખાનામાં આવી. ખાન પોતાના આસનપર જઈ બેઠો. આયેષા પણ તેનાથી થોડાક અંતરપર બેઠી. ખાન બોલ્યો.)

"આયેશા! મારો ભાગ્ય રવિ ઉદય પામ્યો કે શું? મારી તને એકાએક સ્મૃતિ શી રીતે થઈ આવી? તું બોલાવત તો હું તારી પાસે આવત એવો તને ભરોસો ન્હોતો કે? અને હોય તો તેં અત્રે આવવાનો શ્રમ કેમ લીધો, આયેશા?"

(અવનત મુખ કરી બેઠેલી આયેશા બોલી).

**આયશા**—"નવાબ સાહેબ તમને બોલાવવાને કંઇ હરકત ન્હોતી; પણ એ સંબંધી પુષ્કળ વિચાર કર્યા પછી હુંજ તમારી પાસે જાઉં તો સારૂં એવું મને લાગવાથી હુંજ અત્રે આવી! ઉસ્માન! હું તારી કદી પણ સ્મૃતિ કરતી નથી એમ તને લાગે છે કે? ખ્યર! મારે તને કંઇ પૂછવાનું હોવાથી હું અત્રે આવી છું. બોલ, પૂછું કે?"

**ઉસમાન**—"પૂછ, આયેશા. પૂછ. તારૂં ભાષણ સાંભળવા તારા મીઠા મધુર શબ્દો સાંભળવા મારા કાનો હંમેશ ઉત્સુક રહે છે.

કહે, આયેશા, જે કહેવું હોય તે જલ્દી કહે પણ આયેશા, મને મળવાની અથવા મારી સાથે વાત કરવાની મેં તને કદિ મના કરી હતી કે? અને જો એવી મના મેં ન્હોતી કરી તો તેં આજે મારી પરવાનગી શા માટે માગી, આયેષા ?"

( ઓઢણીનો છેડો હાથમાં લઈ આયેશા તેના તરફ જોતી, સ્તબ્ધ બેસી રહી. ખાન પુનઃ બોલ્યો, )

**ઉસમાન**—"આયેશા ! જલદી બોલની ? તું મને શું કહેવા આવી છે? આ હતભાગી ઉસ્માનખાનની આશા સફલ થાય એમ છે કે, આયેશા ?

( ઓઢણીનો છેડો છોડી દઇ આયેષા બોલી. )

**આયશા**—"તું હંમેશા લડાંઇની ખટપટમાં અથવા વિચારમાં નિમગ્ન રહેલો હોવાથી મેં તને બોલાવ્યો નહિ અને તને મળવાની પરવાનગી પણ તેથીજ માગી, હમણા તારાપર કામનો બોજો વધારે હોવાથી મારી વાત પુનઃ કોઇવાર કહીશ, હવે હું જાઉં છું."

**ઉસમાન**—"આયેશા ! તું આમ કરશે તો મને બહુજ દુઃખ થશે. તું મારી સાથ નકામી વાતો કરતી બેસશે તોપણુ હું તેને બહુજ મહત્વની સમજીશ. આયેશા, હજારો રાજકીય કામો હોવા છતાં જો તું મારી પાસે આવી તારી મધુર વાણી સંભળાવવાની કૃપા કરશે તો એ બધા કામોને હું લાત મારીશ.

આયેશા, તારૂં મધુર ભાષણ સાંભળવા કરતાં અધિક મહત્વનું કોઇ પણ કામ મારે માટે આખા જગતમાં છેજ નહિ. આયેશા, બોલ-બોલ મારા હૃદયને શાંતિ આપવા તારે જે બોલવું હોય તે બોલ."—

( આયેશા ગદ્દગદ્દ કંઠે બોલી. )

"નવાબ સાહેબ!"—

**ઉસમાન**—આયેશા! જહન્નમમાં ગઈ એ નવાબી! તારો એક મધુર ટહુકો—"વ્હાલા ઉસ્માન" એટલું સાંભળવાને શું આ કાનો ભાગ્યશાળી નહિ થાય? આયશા, કૃપા કરી મને નવાબ સાહેબ કહી ના બોલાવ.

**આયશા**—"ઉસ્માન!—તારો મારાપર પ્રગાઢ પ્રેમ છે. મારાપર તારી અતુલ કૃપા છે. પણ હાય! હું અધમ—અધમમાં પણ અધમ છું. મારા વર્તનથી આજ સુધી તને દુઃખ જ થયું છે અને હવે પણ—( આયશાના મનોહર નેત્રોમાં બોલતાં બોલતાં અશ્રુ ભરાઇ આવ્યાં. ખાનનું હૃદય પોતાની પ્રિય સખીને રડતું જોઇ ચીરાઇ ગયુ. )

**ઉસ્માન**—"પણ આયેશા! તેં મને કયારે દુઃખી કર્યો? મેં કદિ પણ તને એવું કહ્યું છે કે? મેં તારાપર શું કૃપા કરી? મેં કંઇજ કર્યું નથી છતાં તું મને તારાપર ઉપકાર કરનારો સમજે છે એ હું મારૂં મહદ ભાગ્ય માનુંછું. તું અધમ નથી—મારૂં ભલુ

કરનારી દેવી છો; નવાબી મહાલનો તું પ્રકાશ છે. તું જગતનું અમૂલ્ય રત્ન છે. તેં મને કંઇજ દુઃખ દીધું નથી. આયેશા, આજે આવા વાક્યો બોલી તું શામાટે મારૂં હૃદય વિદગ્ધ કરે છે?"

**આયશા**—"મારૂં અત્રે રહેવું હવે અનુચિત છે એવું મને લાગે છે. ઉસ્માન!"

**ઉસ્માન**—"જો તારી ઇચ્છા અત્રે ન રહેવાની હોય તો તને કોણ અટકાવી શકે એમ છે? કદાપિ હું તને અટકાવીશ એમ તને લાગતું હોય તો તે તારી શંકા નકામી છે. તને અટકાવવાની વાત તો દૂર રહી પણ તારી મરજી વિરૂદ્ધનું તને દુઃખ થાય એવું એક પણ કામ મારે હાથે કદિ થશે નહિ; પણ આયશા! તું એ શું કહે છે? તું અહિંયા નહિ રહેશે તો પછી કોણ રહેશે? તું અહિંયા છે તેથીજ આ ઉસ્માનખાન વિદગ્ધ હૃદયે પણ જીવી રહ્યો છે. મારી આશા આજ સુધી ફલિત થઇ નહિ એ મારૂં દુર્ભાગ્ય છે. પરંતુ તારી પ્રાપ્તિની આશાનો ત્યાગ આ ઉસ્માનખાન જિંદગીના અંત સુધી કરી શકશે નહિ. મારા જીવનનું આદિ તત્વ—મારા જીવનનો સર્વસ્વ આધાર ફક્ત એ આશામાંજ છે. આયેશા! મારી આશાનો નાશ કરવો, મારા હૃદયમાં પ્રગાઢ અંધકાર પાથરવો એ શું તારૂં કર્તવ્ય છે? આયેષા! પાષાણથી પણ કઠીન્ હૃદય પરમાત્માએ તને કેમ આપ્યું હશે? આયેશા! અમને છોડી તું ક્યાં જવા માગે છે?"

" આયેશા! તું ગમે તેમ બોલ. પણ મારૂં જીવન તથા મૃત્યુ તારે સ્વાધિન છે. તું મારા પ્રેમનો સ્વીકાર ન કરશે તો આજસૂધી જેવી રીતે દિવસ કાઢયા, જે વેદના સહન કરી, જે દુઃખ ભોગવ્યું તેજ પ્રમાણે હવે પછીના દિવસ પણ ગાળીશ. પરંતુ હવે હું એક કામ જરૂર કરીશ. જેને તેં તારૂં હૃદય અર્પણ કર્યું છે, જે તારા હૃદય સિંહાસનપર બેસી, મારો હક્ક ખુંચવી લઇ ગયો છે, તેનો કોઈ પણ પ્રકારે નાશ કર્યા વિના હુ જંપવાનો નથી. ત્યારપછી તું તારી જાતની માલિક બનીશ કે નહિ ? તે વેળા તો તું મને તારા હૃદયમાં સ્થાન આપશે કે નહિ ? જો તે વેળાએ પણ તું મને તારૂં હૃદય આપી શાંત નહિ કરે તોપણ મારા પ્રતિસ્પર્ધીને મારી નાખવાના આનંદથી પણ આ ભગ્નાશ હૃદય કંઇક અંશે શાંત થશે. "

( આ સાંભળી આયેશા છૂટે મ્હોએ રડી પડી તે રડતાં રડતાં બોલી: )

**આયશા**--" હાય ! હાય ! આ જગતમાં દુઃખની નદી વહેવરાવવાજ પરમાત્માએ મને જન્મ આપ્યો છે કે શું ? ઉસ્માન ! વ્હાલા ભાઈ ! હું તને અંતઃકરણથી ચાહુંછું. ફક્ત મારા પ્રેમની દિશાજ જૂદી છે. તને આનંદમાં જોવા મારૂં હૃદય સદા ઉત્સુક રહે છે. પણ મારા દુર્દૈવે છે તને સુખી જોવાનો જ વિચાર કરી હું દૂર રહું એજ સારૂં લાગે છે. કદિ સારૂ નહિ તો તદ્દન ખરાબ તો કહી શકાશે નહિ. હું દૂર રહીશ

તેથી–મારી અને તારી વારંવાર મુલાકાત ન થાય તેથી કદાચિત તારૂં અંતઃકરણ શાંત થશે–તારૂં દુઃખ કમી થશે. કેટલાક દિવસ યાદ કરી તું મને તદ્દન ભૂલી પણ શકશે.”

**ઉસ્માન**—“આયેશા, આ તારી ગંભીર ભૂલ છે. આયેશા, દૂર રહેવાથી તથા વારંવાર ન મળવાથી શું પ્રણયી પોતાની પ્રણયીનીને ભૂલી શકે છે? ઉલટી તેની ઉત્કંઠા દિન પ્રતિદિન વધતીજ જાય છે અને વિરહાગ્નિથી તે ઉલટો વધુ બળ્યા કરે છે. આયેશા, તું અહિં છે છતાં શું હું તને દરરોજ મળવા આવુંછું? આજ સુધીમાં ફક્ત એકજવાર હું તારી મુલાકાતે મારી મરજીથી આવ્યો છું પણ શું હું તને મળું નહિ તેથી મારા મનમાંથી પણ તારી સ્મૃતિનો નાશ થાય કે? આયેશા! જો દૂર રહેવાથી જ પ્રિયજનની સ્મૃતિ વિસ્મૃતિમાં પલટાઇ જતી હોય તો આયેશા! જે તારાથી અત્યંત દૂર છે તથા જેને મળ્યાને ઘણા દિવસ પસાર થઇ ગયા છે છતાં તું તેને શામાટે ભૂલી શકતી નથી?”

**આયેશા**—“પુરૂષોને મોટા મોટા કામો, અનેક આશાઓ અને અપાર ઇચ્છાઓ હોય છે. તેની મરજી પડે તો તે સેંકડો સ્ત્રીઓ કરી શકે છે. વળી તે સેંકડો વિલાસ દાસીઓ પણ રાખે તો તેને કોઇ અટકાવતું નથી. આથી હું કહુંછું ઉસ્માન કે તું મને ભૂલી જા. પ્રયત્ન કરીશ તો બહુ જલ્દી તું મને ભૂલી શકીશ.”

**ઉસ્માન**—“અશક્ય–તદ્દનજ અશક્ય! આયેશા, આ હૃદયમાં ભડભડ

બળતી પ્રેમચિત્તા આ શરીરને કબરમાંની ઠંડી ગાર માટી લાગ્યા વિના કદિ પણ શાંત થવાની નથી. તને હું ભૂલી જાઉં એતો તદ્દનજ અશકય અને અસંભવિત બીના છે. જીંદગી સુધી આયેશા, એક પળ પણ હું તને ભૂલી શકીશ નહિ. તને મેં કયારનુંય કહ્યું છે કે, ફક્ત તારી પ્રાપ્તિની આશાપરજ મારા જીવનનું અવલંબન છે. આયેશા, હું ધારતો હતો કે, પ્રખર ઉષ્ણુતાથી પાષાણનું સુદ્ધાં પાણી થાય છે, ઇશ્વરી શક્તિથી સપાટ મેદાનોમાં પણ મીઠા પાણીના ઝરણ ફૂટી નીકળે છે તેજ પ્રમાણે આ ઉસ્માનખાન જીવતો હશે તો તેના પ્રેમની આયેશા કોઇ વેળા પણ કિંમત આંકશે–કોઇ દહાડો પણ તેની આશા. સુફલિત થશેઃ પણ નહિં, મારી એ ધારણા ભૂલ ભરી હતી। મારા હૃદયની આશા વસ્તુત; નિરાશાજ છે–મારા હૃદયરૂપ કુસુમકલિ કદિ પણ આયેશાના પ્રેમરૂપ જલસિંચનથી પ્રફુલ્લીત થવાનીજ નથી એ હવે નક્કી થઈ ચૂકયું છે."

**આયશા**—" ખરેખર, ઉસ્માન ! તારો પ્રેમ અત્યંત શ્રેષ્ઠ પ્રકારનો છે. એવો પ્રેમ જગત્‌માં જવલ્લેજ દૃષ્ટિએ પડે છે. ઉસ્માન, તને લાગે છે કે તારા પ્રેમની આયેશાને કિમ્મત નથી; પણ એ તારો ભ્રમ છે. તારા પ્રેમની મને પૂરતી કલ્પના છે–અને જો તને સુખી કરવાનો માર્ગ જો મારા હાથમાં હોત તો ઉસ્માન, હું તને જરૂર સુખી કરત, પણ હું લાચાર હોવાથી, હુ તદ્દન નિરૂપાય હોવાથી જ, તારો સ્વીકાર કરી શકતી નથી અંતે તેથીજ તને મારૂં હૃદય પાષાણ જેવું કઠીન્ અને નિષ્ઠુર જણાય છે. ઉસ્માન ! વ્હાલા ભાઈ! આપણે ઉભય ખરેજ હતભાગી છીએ. જીવન પર્યંત

આપણે પ્રેમની ભડભડતી ચિતામાં દગ્ધ થવાજ સર્જાયાં છીએ ઉસ્માન, તારે માટે હું મારો પ્રાણ પણ અર્પણ કરવા તૈયાર છું. પણ જેનાપર મને અધિકાર નથી એવું મારૂં હૃદય હું તને શી રીતે આપી શકું ? તને દુઃખ ન થાય, એવું જોવાની મને પ્રબલ મહેચ્છા છે. પોતાના પર પ્રેમ રાખનારને પોતાને તન મનથી ચાહનારને પોતા માટે તીવ્ર લાગણી ધરાવનારને દુઃખી કરવાનું કોણ અધમ મનુષ્ય પસંદ કરે ? પણ હું નાઇલાજ છું લાચાર છું. ઉસ્માન! હવે ગમે તેવું દુઃખ થાવ યા આનંદ થાવ. મને પરપુરૂષનો વિચાર કરવાનો અધિકારજ નથી. ઉસ્માન! તું આજ સુધી મને ક્ષમા કરતો આવ્યો છે. અને હમણાં પણ મને ક્ષમા કરશેજ એવી મને આશા છે. હું તને હાથ જોડીને વિનંતિ કરૂં છું–તારી પાસે પાલવ પાથરી માગી લઉંછું કે મારી એટલી વિનંતિ માન્ય કર. આ અભાગણીને ભૂલી જા–આ અધમ સ્ત્રી માટે તું દુઃખી ન થા. તારૂં જીવન દુઃખ પૂર્ણ જોઇને મારૂં હૃદય ચીરાઇ જાય છે–મને ભયંકર વેદના થાય છે. મને દુઃખ ન થાય એવું તું જોવા ચાહે છે ને ? જો એમજ હોય તો તને દુઃખી થતો જોઇને મને જે દુઃખ થાય છે તેનો નાશ કર–કોઇને માટે નહિ તો મારે માટે તું તારા દુઃખનો અંત લાવ. તું નિરર્થક દુઃખ ભોગવી મને પણ તે દુઃખની જ્વાળામાં બાળી મૂકે છે. ઉસ્માન, તું કોઇ સૌંદર્ય સંપન્ન યુવતી સાથ લગ્ન કરી લે અને આનંદમાં જીવન ગાળ. આ કાળી નાગણના મોહમા પડી તું તારા જીવનને દુઃખમય ના બનાવી મેલ. ઉસ્માન! મને એટલી ભિક્ષા આપ–મારી એટલી ઇચ્છા તૃપ્ત કર—"

"ઉસ્માન! તારૂં અંતઃકરણ પ્રેમાલ છે, ઉદાર છે—આ જગતમાં તારા જેવો પ્રેમી કોઇને પણ મળશે નહિ; પણ—"

( આયેશા આગળ બોલી શકી નહિ. )

**ઉશાન**—"પણ, પણ શું આયેશા?" ( ખાન ગદ્દગદ્ કંઠે બોલ્યો.)

( **આયેશા** રડી પડી. ડચકાં ખાતાં ખાતાં તે બોલી.

**આયશા**—" ઉસ્માન ! હું તને શું કહું ? મારાપર પ્રેમ રાખવાં છતાં તને દુ:ખી થતો જોઇ મને શું થાય છે તે મારૂં મન જાણેછે ઉસ્માન ! મને તારે માટે બહુ લાગે છે; પણ શું કરૂં ? તને સુખી કરવાની મારી શક્તિ નથી. આ પાષાણ હૃદયી આયેશા પર પ્રેમ રાખી તું તારા જીવને નાહક દુ:ખી કરે છે. મને લાગે છે કે, આ હતભાગિનિ જ્યાં સૂધી તારી પાસેથી દૂર જશે નહિ ત્યાં સૂધી આપણ ઉભયને કદિ શાંતિ મળશે નહિ. આથીજ ભાઈ ઉસ્માન, હું કહું છું કે જાઉં છું—"

( કઠીન અંતઃકરણ કરી આયશાનું ભાષણ ખાન સાંભળતો હતો, કેટલીક ક્ષણ પછી ને બોલ્યો. )

**ઉસ્માન**—આયેશા આ અભાગી ઉસ્માનખાનનો આવી રીતે પ્રાણ લેવાથી તને શું લાભ થશે, વારૂ? જે મહાલમાં આયેશા રહેતી હોય ત્યાંજ આ હતભાગી રહી શકશે. તારી પાસે રહેવાનું મળે તારા દર્શનનો મને લાભ મળે એટલામાંજ હું મને ભાગ્યશાળી માનું છું પણ આયેશા, મારો એટલો લાભ, એ સંતોષ પણ તું ખુચવી લેવા માગે છે? તારા દર્શન કરી આ નેત્રો

આ તૃષાર્ત નેત્રો તૃપ્ત કરવાનો આ હતભાગીનો આનંદ, તારૂં મધુર ભાષણ સાંભળી આ બળતા હૃદયને પ્રફુલ્લ કરવાનો આનંદ જનક પ્રસંગ મને આજ સુધી મળતો તેથી આ જીવન ટકી રહ્યું હતું. આયેશા! મારા જીવનનો એટલો આધાર પણ લઈ લઈ આ હતભાગીના જીવનને તદ્દન શુષ્ક અને મૃતવત્ બનાવી દેવાથી તને શું મલશે?"

( ગંભીર સ્વરે આયેશા બોલી. )

"ઉસ્માન, તારી શાંતિ અપૂર્વ છે. તું શાણો છે. તું સઘળું સમજે છે છતાં આમ શા માટે કરે છે? ભાઇ, મારે તને જે કહેવાનું હતું તે કહ્યું. હવે હું રજા લઉં છું. જો કોઇ વેળા બહુ દુઃખ થાય તો મને યાદ કરજે હું તત્કાળ તારી પાસે આવી રહીશ. પણ હવે આ જીવનમાં આપણી મુલાકાત થાય એવું લાગતું નથી. ભાઈ ઉસ્માન! આ અભાગી બહેનને ભૂલીશ નહિ હંમેશ મને યાદ કરજે. નહિ–નહિ–ભાઇ! શું કહેવા જાઉં છું અને શું કહેવાઇ છે! મને ભૂલીજ જજે. ઉસ્માન! આ અધમ–શુષ્ક–પાષાણ હૃદયની આયેશાને તદ્દન ભૂલી જજે. ઉસ્માન! કોઈ પણ પ્રકારે— ગમે તે પ્રયત્ને આ હતભાગીનીને ભૂલી જઇ, સુખી થજે—"

( એટલું કહી આયશા ચાલી ગઇ. )

**ઉસ્માન**—હાય આયશા અંતે નિરાશ (આટલું કહી તે બેહોશ થઇ કોચપર પડયો.)

---

# અંક બીજો.

—:o:—

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—તદનલાલનું ઘર.

**પાત્ર**—તદનલાલ-તક્ડાઉગીર અને પાછળથી મોટરવાળા.

**તદનલાલ**—તક્ડાઉગીરભાઇ! આખી મુંબઇમાં મોટર તો હવે ઢગલે ઢોલ થઇ પડી છે. ઢોલ ગાડીઘોડીના ફાયદા લોકો સમજતા નથી. ઘેડાવાળો ઘરનું કામ કરે બાહાર જવું હોય ત્યારે ગાડી ચલાવે, વળી ખરચ ઓછો એક જીવ પોષયા આ છોડીને ઘાંસલેટના ગંધાતા ધુમાડાવાળી ગાડી લોકોને કેમ ગમતી હશે?

**તક્ડાવગીર**—ભાઇ આ તમે ખરા મનથી બોલો છો કે? કોઇ અત્યારે મોટરમાં ફરવા તેડવા આવે તો જાઓ કે ન જાઓ?

**તદનલાલ**—તેવી તે ના કોણ પાડે? જમણનું જમણ જાય સગુ દુભાય તેવું કાંઇ આપણે કરીએ નહીં. તેમજ દલાલ કોઇ મોટર ખરીદવાનું કહે તો હું કાંઇ ના કહેતો નથી; તે બ્હાને મજા મારી આવીએ છીએ પારકી ગાડી પારકા માણસ પારકું તેલ બળે અને બંદાને લહેર પડે! કેમ દોસ્ત બોલતો નથી આજે પણ એકાદ બે મુર્ખા આવવાના છે,

(મોટરવાળા પ્રવેશ કરે છે)

**દલાલ**—શેઠ સાહેબ!

**તદનલાલ**—આવો સાહેબ પધારો કેમ મોટર લાવ્યા છો તો મારા મિત્ર તફડાવગીર પણ હાજર છે બરાબર જોઇ નાખીએ.

**દલાલ**—સાહેબ! મોટર તૈયાર છે. દશહજાર રૂપીઆનો માલ છે. રૂપીઆનો માલ આઠ આને મળી જાય છે.

**તદનલાલ**—પણ પેટ્રોલ બરાબર પૂરેલું છે કે નહિ? મારે તો લાંબો 'ટ્રાયલ' જોઇશે,

**તફડાવગીર**—તદનલાલભાઇ! ત્રાનસાના તળાવ સુધી જઇ આવીએ; માઇલ બે માઇલ જઇએ તેમાં કાંઇ ખબર પડે નહિ.

**તદનલાલ**—બરાબર છે! બરાબર! લાંબીજ ટ્રાયલ લેવી જોઇએ?

**દલાલ**—સાહેબ! જોઇએ તેટલે જાઓ; પેટ્રોલ'ની ટાંકી ચીકાર છે; પરન્તુ જો આપને બરાબર ચાલતી સ્થિતિમાં માલમ પડે તો ગાડી લેવી એ તો કબુલ છે ને?

**તદનલાલ** એ કાંઇ અત્યારે કહેવાય નહિ!

**દલાલ**—ઠીક સાહેબ! ચાલો, બરાબર સંતોષ મળશે તો તો લેશોને?

**તફડાવગીર**—તદનલાલભાઇ ઘેર બેઠાં ગંગા આવી છે; માટે લાંબી

સફર કરવાની મફતની મઝા મારવાની છે; તો શેઠાણીને પણ સાથે લઇ લો.

**તદનલાલ**—તફડાવગીરભાઈ! એમાં બાઇ માણસનું કામ કંઇ નહિ; એ વાતના અખાડાજ કરી જાઓ.

**તફડાવગીર**—કેમ ભાઈ એમ કેમ? એ બિચારા મોટરની સ્હેલ કયારે કરશે?

**તદનલાલ**—એ વાત જવા દ્યો. એ શાહુકારની દીકરી નવનું તેર કરે તેવી છે. તમે સમજો નહિ; એમાંનો સોના સાટ થાય.

( બીજો દલાલ પ્રવેશ કરે છે. )

**દલાલ બીજો**—તદનલાલ શેઠ? આ મારા ભાઇબંધ દલાલની સાથે કયાં જાઓછો?

**તદનલાલ**—તમે શું તેટલું સમજતા નથી? મોટરની 'ટ્રાયલ' લેવા જઇએ છીએ.

**દલાલ બીજો**—ગઇ કાલે મેં આપને મોટર બતાવી, મુંબાઇના ચોરા ચૌટા અને ખુણે ખાંચરે પણ ગાડી ફેરવી, એોલ્ટા માઉન્ટ' અને નેપીઅન્સી રોડ ઉપરથી 'હાર્કનેસ' અને વીલ્ડરનેસ જેવી 'હીલો' ઉપર ગાડી રખડાવી માટે મને શું જવાબ આપો છો? કિંમતમાં કંઇ વાંધો નથી, ટ્રાયલમાં ગાડી કોઇ જગ્યાએ અટકી નથી માટે ગાડીની 'ડીલીવરી' લો અને 'ચેક' આપો પછી બીજી ગાડીની ટ્રાયલ લેવા જાઓ.

**તદનલાલ**—તમારાવાળી ગાડીની 'સીટ' બહુ મોટી છે એ મને પસંદ નથી: માટે હવે ફરી વખત માથુ દુખાવવાને આવતા નહિં. કોઈ સારી ગાડી હોય તો લાવજો.

**દલાલ બીજો**—ત્યારે સહેબ! એમજ કહોને કે મફતની મોજ મારવી હતી? આવી લુચ્ચાઇ તમને ન ઘટે આવા પૈસા વાળા અને સારા માણસ થઇને ગરીબ માણસનું ફોગટનું તેલ બાળ્યું ગાડીના રબર ઘસાવ્યા અને હવે કહો છો કે 'સીટ' મોટી છે તો તમારી આંખે દેખાતુ નહોતું? 'ટ્રાયલ' લીધીજ શા માટે? 'સીટ' તો બેસતી વખતે પણ જણાય; માટે એમ જ કહોની કે ન લેવાનો આ એક ઢોંગ છે (ત્રીજો દલાલ પ્રવેશ કરે છે.)

**દલાલ ત્રીજો**—તદનલાલ શેઠ! પેલી 'રીડીયનકાર' જેની આપે ટ્રાયલ લીધી છે તેની ડીલીવરી કયારે છે? ધણી ચેકને માટે ઉતાવળ કરે છે; જો તબેલામાં જગ્યા ન હોય તો ચાર દહાડા મોડા લેજો પણ નાણાતો હમણેજ તોળવા પડશે. ધણી દરવાજાપર ઉભેલોછેઃ કહો તો અંદર બોલાવું?

**તદનલાલ**—શું ધણીના બાપનું દાટયું છે કાંઈ? ગાડી મને પસંદ નથી 'રીડીયન' કારમાં અવાજ ઘણો તે મારાથી સંભળાતો નથી.

(દલાલ ચોથો પ્રવેશ કરે છે.)

**દલાલ ચોથો**—તદનલાલ શેઠ! પેલી 'ફ્યાટ' ગાડી જેમાં તમે

વરસાવા સુધી 'ટ્રાયલ' લઈ આવ્યા, તે ગાડીવાળો તમારી માંગેલી કીંમતે આપવા તૈયાર છે માટે ગાડીની 'ડીલીવરી' કયારે લો છો ?

**તદ્દનલાલ**—કિંમત તો બરોબર છે, પરન્તુ મને એ ગાડીજ પસંદ નથી કારણ કે 'ઇન્જીન' એટલું બધું (સાયલન્ટ' છે કે ગાડી બાજુમાંથી જાય ત્યાંસુધી રસ્તે આવનારને ખબર પણ પડે નહિ ! કોઇ વખત હોર્ન વગાડવાનું ભૂલી જવાય તો માણસ કચ-ડાઇ જાય માટે આપણે તેવી મુંગી ગાડી નહિં જોઇએ.

**દલાલ પ્હેલો**—તદ્દનલાલ શેઠ ! હું તો રજા લઉંછું. મારે આપને ત્રાન્સા સુધી 'ટ્રાયલ' આપવાનો વિચાર થતો નથી કારણ કે તમે તો 'ટ્રાયલ' લેવામાંજ મોટરની મઝા કરતા દેખાવ છો. ન ગાડી વસાવવી, ન તેલ લાવવું, ન ડ્રાઇવર રાખવો, ને સાલબી રોજ જુદા જુદા મેકરની ગાડીઓની કરવી ! એકને કહો છો કે 'ડીડીયનકાર' બહુ બોલે છે તેથી નથી લેવી બી-જાને કહો । કે 'ફ્યાટ ગાડી' અવાજ વગરની છે માટે નથી લેવી બીજાને કહોછો કે બેઠક મોટી છે માટે નથી લેવી તો અમારે માટે કાંઈ તેવું જ ચોકઠું ગોઠવી આપશો.

**તદ્દનલાલ**—હું કાંઈ તમારે ઘેર ચોખા મુકવા નથી આવતો ! મફતના મારો જાન લેવા આવો છો. જાઓ, મારે કોઇની ગાડી નથી લેવી; તમે બધા ખરાબ માણસ છો.

**દલાલ પ્હેલો**—ભાઇઓ ! આ સોનેરી ટોળીના સરદારને ત્યાંથી હી-

મખીમ ઘર ભેગા થાવ; એ કાંઇ ગાડી લેવાનો નથી. એતો આપણને બનાવે છે, બનાવે એના નામ ઉપર ધૂળ વાળો. મહેનત છૂટી પડી અને ગ્રાહકો ગુસ્સો થશે તે જુદો.

**તદનલાલ**—ચાલવા માંડો, ચાલવા, દલાલભાઇઓને બોલવાનું તો ભાન મળે નહિં. મારે ત્યાં ગાડી વેચવા આવ્યો છે, કે તકરાર કરવા આવ્યો છો ? સારા માણસનું અપમાન કરતા શરમ આવતી નથી ! ઝાઝુ બોલશો તો પોલીસને બોલાવીશ.

( દલાલો ગાળો દેતા બહાર નીકળે છે. )

---

# અંક બીજો.

——××——

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—માનસિંહનો મહેલ.

**પાત્ર**—માનસિંહ ઉર્મીલાદેવી અને ત્રિલોત્તમા દાસ દાસીઓ વિગેરે.

**માનસિંહ**—પ્રાણપ્રિયે તમે એકલાં કેમ છો ? તમારી રાજલક્ષ્મી ક્યાં છે ?

**ઉર્મીલાદેવી**—મારી રાજલક્ષ્મી ? આ ઉપરથી રાજલક્ષ્મી આપની તો નથી એ સ્પષ્ટ જણાઇ આવે છે.

**માનસિંહ**—" એમ કંઇ નહિ. રાજલક્ષ્મી બહુ સુશીલ અને સરલ હ્રદયા છે. તેને હું અંતઃકરણપૂર્વક ચાહુંછું. તે ક્યાં છે ?"

( મહારાજા પલંગપર જઇ બેઠા. )

**ઉર્મીલાદેવી**—આપના આગમનની ખબર જાણી તે પાણી લેવા ગઇ છે. જ્યાં સુધી આપના મુખ પ્રક્ષાલન માટે તે પાણી આણી આપે નહિ ત્યાંસુધી મારા જીવને ટાઢક વળતી નથી.

**માનસિંહ**—એ ખરૂં છે. પરિચારિકા પાણીમાં ગુલાબ અને કપુર બહુ નાખે છે તેથી પાણી ઘણું ખરાબ લાગે છે. પીવાના પાણીમાં પણ તે એટલો બધો કેવડો નાખે છે કે તે પીવાતું પણ નથી. પણ રાજલક્ષ્મી બધું પ્રમાણસર નાખે છે. તે અંતઃ-કરણપૂર્વક મારી સેવા કરે છે. આથીજ એ બાળાપર હું પ્રેમ રાખુંછું-અત્રે-( મહારાજાનું ભાષણ પૂર્ણ થયું ન્હોતું તેટલામાં રાજલક્ષ્મી પાણી લઇ ત્યાં આવી. ભાષણનો છેવટનો ભાગ સાંભળી તે પોતાની જ વાત ચાલે છે એ સમજી ગઇ. લજ્જા અને આનંદથી તેના મુખની શોભા દ્વિગુણિત થઇ.)

**ઉર્મીલાદેવી**—મહારાજાની રાજલક્ષ્મીપર કૃપા છે એ બહુ આનંદની વાત છે. પણ મારે શું કરવું તેમને સૂઝતું નથી. મને કંઇજ સંતતિ નથી. મહારાજાનાં બાળકો મને 'મા' કહી બોલાવે

છે પણ રાજલક્ષ્મી જ્યારે મને પોતાના મીઠા સ્વારે "મા" કહે છે ત્યારે એના હૃદયની માતૃભક્તિ અને મમતા જોઇને જાણે એ મારી કન્યા હોય એવું મને લાગે છે. આવી સુશીલ પુત્રીનું સુખ મને પૂર્વે કદિ પણ મળ્યું ન્હોતું.

( મહારાણી નેત્રમાં આંસુઓ છે. )

માનસિંહ—રાજલક્ષ્મી ખરેખર પ્રેમ કરવા જેવી બાળકી છે. જ્યારે તું એને તારી પુત્રી ગણે છે તો ખુશીથી એને આપણા કુટુંબમાં લઇ લે. તેમાં મારી પરવાનગી છે.

ઉર્મીલાદેવી—પણ એમ કેમ થાય, મહારાજ ?

માનસિંહ—" કેમ ન થાય? રાજલક્ષ્મી આપણી પાસે હંમેશ રહે તેમાં તેના માતાપિતા અનુમતિ આપશે કે નહિ ?

ઉર્મીલાદેવી—તેઓ આપણી વાત નાકબૂલ કરે એ બનવાજોગ નથી.

માનસિંહ—ત્યારે ?

ઉર્મીલાદેવી—રાજલક્ષ્મીને મારી પાસે રાખવાની જેમ મારી ઇચ્છા છે તેજ પ્રમાણે તેને સર્વ વાતે સુખી કરવાને પણ મારૂં કર્ત્તવ્ય છે. રાજલક્ષ્મી રૂપ અને ગુણમાં અતુલનીય છે એ વાત ખરી પણ તે એક બાબતમાં બહુ અભાગીની છે. એનો પતિ એનો સ્વીકાર કરતો નથી.

**માનસિંહ**—શામાટે ?

**ઉર્મીલાદેવી**—એના પતિએ બહુ આનંદથી એની સાથ લગ્ન કરી એને પોતાની સાથ રાખી; પણ હવે એ નીચ વંશીય છે તેથી એ ઘરમાં રાખવા યોગ્ય નથી એમ તે કહે છે.

**માનસિંહ**—શું એ ખરેખર નીચ વંશીય છે કે ?

**ઉર્મીલાદેવી**—મને જેટલી ખબર છે તેપરથી એના વંશમાં કંઇ દોષ હોય એવું મને જણાતું નથી. છતાં કદાપિ કંઇ દોષ હોય તો તેમાં એ બિચારીનો વાંક શું ? રાજલક્ષ્મી સાક્ષાત્ લક્ષ્મી છે એમાં સંશય નથી. આવી ગુણવતી પત્નીને લગ્ન થયા પછી ઉચ્ચ નીચ કુળનો દોષ કાઢી છોડી દેવામાં એના પતિએ અનુચિત કર્મ કર્યું છે એમ શું આપને નથી લાગતું ?

**માનસિંહ**—રાજલક્ષ્મીને તેનો પતિ આવી રીતે દુઃખી કરે છે એ તેનું કર્ત્તવ્ય ન્યાયની દૃષ્ટિએ અનુચિતજ નહિ પણ અધર્મમૂલક સુદ્ધાં છે. આ ગુણવતી સ્ત્રી તજી દેવા જેવી નથી. રાજલક્ષ્મીનો પતિ કોણ છે ? તે ક્યાં રહે છે ?

**ઉર્મીલાદેવી**—તે આપના સૈન્યમાં એક સૈનિક છે. આપજો ધ્યાનમાં લેશો તો રાજલક્ષ્મીનું દુઃખ નષ્ટ થવામા જરાપણ વાર લાગશે નહિ.

**માનસિંહ**—એનો પતિ જો મારી સેનામાં સૈનિક હશે તો તો જરૂર

હું રાજલક્ષ્મિનું દુઃખ દૂર કરીશ. તે એનો સાદર સ્વીકાર કરે તથા તેના આપ્તજનો પણ એનું પૂર્ણ સન્માન રાખે એવો હું ખાત્રીથી બંદોબસ્ત કરીશ. હવે તું નિશ્ચીંત રહે. પણ રાજલક્ષ્મી પોતાને સાસરે ગયા પછી તે તારી પાસે શી રીતે રહેશે અને તને તેની માતા થવાનું સુખ શી રીતે મળશે ?

**ઉર્મીલાદેવી**—આપની કૃપા હશે તો એ સુખ કાયમ રહેવું અશક્ય નથી. તે સૈનિક આપની પાસે રહેશે અને રાજલક્ષ્મીને હું મારી પાસે રાખીશ. જ્યારે એની ઇચ્છા પ્રમાણે એનો પતિ એનો સ્વીકાર કરશે ત્યારે જે બાળાને હમણાં હંમેશા ઉદાસ અને ખિન્ન જોઉછું તે ત્યાર પછી સુખસાગરમાં નિમગ્ન થયેલી જણાશે. એના સુકોમલ ઓષ્ઠપર નાચતું હાસ્ય મને જોવાનું મળશે અને એ આખો દિવસ આપની સેવા કરશે. એ જોઇ મને કેટલો બધો આનંદ થશે? મહારાજ, આપ ન્યાયી છો, ધાર્મિક છો, આપ રાજલક્ષ્મીનું દુઃખ દૂર કરો. અને આપની આ દાસીની પ્રાર્થના સ્વીકારો—

(મહારાણીનાં નેત્રોમાંથી ઉષ્ણ અશ્રુઓ વહેવા લગ્યાં. માનસિંહે અત્યંત પ્રેમથી ઉર્મીલાનો હાથ પકડી કહ્યું.)

**માનસિંહ**—રાણી જરૂર હું તારી મરજી પ્રમાણે કરીશ. કોઇ પ્રકારની આપત્તિ આવવા છતાં પણ હું મારો નિશ્ચય ફેરવીશ નહિ. તારી ઇચ્છા પ્રમાણે રાજલક્ષ્મીને સુખી કરવા માટે મારે જે કરવું પડશે તે કરીશ. તેમ કરવાથી જગતની દષ્ટિએ હું

નીચ જણાઇશ તોપણ હું મારી પ્રતિજ્ઞા તોડીશ નહિ.

( મહારાજાની પ્રતિજ્ઞા સાંભળી તેમના ચરણપર પોતાનું મસ્તક મૂકી મહારાણી બોલી. )

**ઉર્મીલાદેવી**—ત્યારે મહારાજ આપની પુત્ર વધુનો સ્વીકાર કરી આપની પ્રતિજ્ઞા પૂર્ણ કરો.

( આ વેળા રાજલક્ષ્મી પણ મહારાજાને ચરણે પડી મહારાજાના ચરણો રાજલક્ષ્મીનાં આંસુથી ભીંજાઇ ગયાં. )

**માનસિંહ**—મારી પુત્રવધુ ? આ શું મહારાણી ?

**ઉર્મીલાદેવી**—હા-મહારાજા ! તમારી આ પુત્રવધુ ? રાજલક્ષ્મી જગત્સિંહની વિવાહિતા પત્નિ છે.

**માનસિંહ**—ત્યારે શું રાજલક્ષ્મી વીરેન્દ્રસિંહની કન્યા છે ? નહિ. નહિ. તેનું નામ તો ત્રિલોત્તમા છે.

**ઉર્મીલાદેવી**—આજ રાજકુલ વધુનું નામ તિલોત્તમા છે મહારાજ !

( મહારાણા થોડીકવાર વિચારમાં નિમગ્ન થયા. થોડીકવાર રહી તે બોલ્યા.

**માનસિંહ**—" મહારાણી, તમારી પ્રાર્થના હું જરૂર લક્ષમાં લઇશ. હું મારી પ્રતિજ્ઞાનો ભંગ કરીશ નહિ. તિલોત્તમા મારી પુત્રવધુ

થવા યોગ્ય છે એમાં લેશમાત્ર સંશય નથી. હું અત્યંત માનથી એને મારા પરિવારમાં દાખલ કરૂં છું. તું એને માટે રાજમહિષીને યોગ્ય સર્વ વ્યવસ્થા કરાવ. આજથી એ નવલ વધુ તારી સાથેજ રહેશે.

( રૂદન કરતી ત્રિલોત્તમાએ મહારાજાની ચર્ણરજ માથે ચઢાવી. અને

ઉર્મીલા મહારાણીને પ્રણામ કરી બોલી. )

**ઉર્મીલા**—"આ દાસી મહારાજાની કૃપા અને દયા માટે આપની જન્મોજન્મની ઋણી થઇ છે."

**માનસિંહ**—( મહારાજાએ રાજલક્ષ્મીને કહ્યું: )—

"બેટા રાજલક્ષ્મી! તું આજથી મારી પુત્રી થઇ. ઘરમાં જા અને મારા ભોજનની વ્યવસ્થા કર."

(મહારાજાના ભોજનની વ્યવસ્થા કરવા તિલોત્તમા ત્યાંથી ચાલી ગઇ.)

---

# અંક બીજો.



## પ્રવેશ ૬ ઠ્ઠો.

**સ્થળ**—માનસિંહનો મહેલ—

**પાત્ર**—માનસિંહ, જયસિંહ તાજખાંન અને આયેશા

**માનસિંહ**—સરદાર જયસિંહ! આજ કાલ જગન્નાથપુરી તરફના કાંઇ સમાચાર મને મળતા નથી મને શક છે કે ઓડીસાનો નવાબ કતલુખાન ગુજરી ગયા પછી તેના પુત્રો મોગલ સમ્રાટ પ્રત્યે સારી લાગણી ધરાવતા નથી. અને થએલા તહનામાનો કોઇ પણ પળે ભંગ કરશે તેમ તો મને મારી પૂરી યાત્રાના પ્રસંગે નવાબ ઉસ્માનખાનની રીતભાત અને મારી મુલાકાત વખતે તેને ઉચ્ચારેલા શબ્દો ઇત્યાદિથી મને ખાત્રી થઇ ચુકી છે અને એટલાજ માટે નવાબ જો કાંઇ પણ તોફાન કરે તો તેજ પળે તેને દાબી દઇ શકાય તેવી યુદ્ધ સામગ્રી મેં તૈયાર પણ રખાવેલ છે.

(દ્વારપાળ પ્રવેશ કરે છે.)

**દ્વારપાળ**—મહારાજ! જગન્નાથપુરી તરફથી કેટલાકએક માણુસો અરજ કરવાને આવેલા છે અને તેઓ કહે છે કે નવાબ ઉ-

સ્માનખાને જગન્નાથપુરી પર હલ્લો કરી પુરી અને જગન્નાથ મંદિરનો પણ કબજો લીધો છે. અને રામચંદ્રદેવ જગન્નાથપુરીની હદ છોડી પલાયન થઇ ગયાનું કહે છે.

માનસિંહ—ઉસ્માનખાંન સલાહ થવાથી સંતોષ પામ્યો નહોતો તે તો મને ખબરજ હતી; સલાહની શરતો ગમે તેટલી ઉદાર હોવા છતાં અસંતોષી નવાબ કદી પણ સંતોષ માને તેવું હતુંજ નહિં. ઇબ્રાહીમ લોદી પછી દીલ્હીના સિંહાસન ઉપરથી પઠાણોનું સ્વામીત્વપણું ભ્રષ્ટ થયું છે, દાઉદખાન બંગાળાની ગાદી ઉપરથી પદભ્રષ્ટ થઇ નાસી ગયો છે અને ઓડીસાના પઠાણોએ કાળચક્રની ઝપટમાં આવી જવાથી મોગલ સમ્રાટનું માંડલિક પદ ધારણ કર્યું આ સર્વે નવાબ કતલુખાન સમયને માન આપી સહન કરી રહેલો હતો પરંતુ નવાબ ઉસ્માનને ઓડીસા કે બંગાળની મહાન પદવી આપી દઇએ તો પણ તે સંતુષ્ટ થાય તેમ નથી; તેને તો દિલ્હી દરબારના સિંહાસન ઊપર આરૂઢ થવાની તિવ્ર ઇચ્છા પેદા થઇ છે તેનો પ્રાણ લીધા સિવાય કદી પણ શાન્તિ પડવાની નથી, તેનો અમરપ્રિય નવો વજીર યુવાન અને ઉદ્ધત હોવાથી માજી વજીર જેવી શાન્ત અને ખરી સલાહ આપવાની તેનામાં લાયકાત નથી. તેનો ભાઇ સુલેમાનખાન વિલાસી અને વૈભવિ હોવાથી આગળ પાછળનો વિચાર કર્યા વિના નવાબ ઉસ્માનખાન જે કાંઇ કહે, તેમાં 'હા' પાડવામાંજ પોતાની ફરજ સમજે છે. એક વખત નહિ પરન્તુ અનેક વખત તેમના ઉદ્ધત વર્તનને માટે મેં ક્ષમા કરેલી છે પરંતુ હવે તો મારો દૃઢ

સંકલ્પ થાય છે કે પઠાણોને જડમૂળમાંથી ઉખેડી કાઢી હિંદમાંથી તેની હસ્તિનો નાશજ કરી નાખવો એ ઉતમ છે, આ લડાઇમાં મારા સર્વે સામંતો અને સૈન્ય સાથે હું પોતે જ ઓડીસા જઇશ. એ બીલકુલ સમજણ વગરનો અને વિનય વગરનો નવાબ માંડલિક અગર મિત્ર તરિકે કોઇ પણ પ્રકારે લાયક નથી, જેની ઇચ્છા પોતાની બ્હેન આયેશા સાથે પ્રેમ કરવાની છે અને તેણી તેનો અંગીકાર કરતી નથી અને મારા વીર પુત્ર જગતસિંહને ચહાય છે માટે વિના કારણે નિર્દોષ જગતસિંહનું ખૂન કરવાનો તેનો ઇરાદો છે અને એ ઇરાદો મારી રૂબરૂમાં તેણે જાહેર કર્યો છે. આવા નાલાયક નવાબને જાનથી દૂર કરી જહાનમમાં મોકલી દેવો એ મારી ફરજનો અમલ કર્યા વિના હવે હું કદી પણ રહેનાર નથી; પરન્તુ મારા જાણવા પ્રમાણે તેનું પ્રેમપાત્ર આયશા હાલ પટણામાં છે અને આપણા શહેરના માનવંત આગેવાન તાજખાનને ત્યાં તેણી પરોણા તરીક રહેલી છે; જો આયેશા ઓડીસા જઇ ઉસ્માનને મળશે તો ઉસ્માન બમણું જોર મારી શકશે; પરન્તુ આયેશા જેલમાં પડી છે તેવું જો તે જાણશે તો તેના હૃદયને આઘાત થશે માટે આયશાને કબજામાં લેવી એજ વધારે સારૂ છે, માટે એક નાની સેનાને મોકલી તાજખાનના મહેલ ફરતો ઘેરો નાંખવો અને આયશાને પકડી મંગાવવી એજ વધારે ઉત્તમ છે.

**જયસિંહ**—આજ્ઞા મહારાજ.

**માનસિંહ**—એક નાની ફોજ તૈયાર કરી તાજખાનને ત્યાંથી તાજખાન, તેની પત્ની તથા આયશા એ સર્વેને વિવેક સહિત મારી પાસે લઇ આવો, તમારી સાથે હિંદુઓની નહિં પણ મોગલ સેનાને લઇ જજો.

**જયસિંગ**—મહારાજાધિરાજ ! આપની આજ્ઞા માથે ચઢાઉછું. તાજખાન, તેની પત્ની તથા આયશા કોઇને કાંઇ પણ કષ્ટ આપ્યા વિના મર્યાદાથી આપની પાસે લઇ આવું છું.

( જયસિંહ જાય છે. )

**માનસિંહ**—ઓડીસાનો ઉદ્ધત નવાબ જ્યારે મને મળવા આવ્યો તેજ વખતે તેનુ વર્તન અસહ્ય હતું; પરંતુ મારી ઇચ્છા એવી હતી કે તહનામાનો ભંગ કોઇ પણ પ્રકારે આપણે કીધો તેવું બહાનુ સામ્રાટને માથે ચઢવા નહિ દેવું અને એ ઉદ્ધત નવાબને પોતાનેજ તેવું પગલું ભરવું પડે તોજ વધારે સારૂં.

( તાજખાન પ્રવેશ કરી મહારાજને સલામ કરી નીચે પ્રમાણે બોલે છે. )

**તાજખાન**--મહારાજ ! હું પટણા નગરનો એક આગેવાન વેપારી છું: મારા જેવા આબરૂદારના ઉપર આપ નામદારે આવો હુમલો કરવાની આજ્ઞા આપી એ જાણી અજાયબ થાઉંછું, આપ ધર્મવીર છો, મોગલોને જુલમ કરતાં અટકાવો છો, ન્યાય

પરાયણ અને જાતિના નમુના તરીકે આપની કીર્તિ જગવિખ્યાત છે તેના મોંમાંથી મારે ઘેર મિજબાન તરીકે આવેલી નવાબ કતલુખાનની કન્યાને પકડી મગાવવાનો હુકમ થયો છે એ શું હેવાય ? આ ભયંકર જુલમ કરવાનુ આપ નામદારને શા માટે સૂઝયું ?

**માનસિંહ**—તાજખાન ! તમે એક આબરૂદાર વેપારી છો, તમારે માટે મને અને સમ્રાટને ઘણું માન છે: ખાત્રી રાખજો કે આયેશા દેવીનો કબજો કોઇ પણ પ્રકારે તેની મર્યાદા લોપાય, લાગણી દુઃખાય તેવું કોઈ પણ કામ કરવાને માટે નથી; પરન્તુ તેમાં રાજદ્વારી કારણ છે. તેની વ્યવસ્થા તમારા ઘરના જેવી જ અમે રાખીશું, તેને કોઇ પણ પ્રકારનું કષ્ટ પડવા દેશું નહિં; એમજ માનો કે તેને હું મારી પુત્રીના કરતા પણ અધિક ઉત્તમ રીતે રાખવાની ગોઠવણ કરીશ માટે તાજખાન ! તમે બીલકુલ ચિન્તા નહિ કરતા આયેશા દેવીને એક મેનામાં બેસાડી મ્હારા મ્હેલમાં મોકલી આપો અને જ્યાં સુધી તેમ કરવામાં આવશે નહિં ત્યાં સુધી તમારા મહેલને ફરતો જે ઘેરો મૂકવામાં આવ્યો છે તે ઉઠાડવામાં આવશે નહિં.

**તાજખાન**—મહારાજ ! જ્યાં સુધી મારા શરીર સાથે પ્રાણનો સંબંધ છે ત્યાં સુધી નવાબ નન્દીને આપના તાબામાં હું સોંપીશ નહિં.

**માનસિંહ**—તાજખાન તમે બીલકુલ ભય ન રાખો અને મારા વચન પર ભરોસો મૂકી આયેશાને મોકલાવી આપો જો આ

યેશા અહિં રહેવાનું રાજી ખુશીથી કબુલ કરે તો પછી તમારે વાંધો લેવાનું શું કારણ છે?

**તાજખાન**—મહારાજ! નવાબ નન્દિની પોતે રાજીખુશીથી રહે અને તેનું મન નદુઃખાય તો પછી નકામી તકરાર કરવાનું મારે કંઇ પ્રયોજન નથી.

( દ્વારપાલ પ્રવેશ કરી નીચે પ્રમાણે કહે છે. )

**દ્વારપાળ**—મહારાજાધિરાજ! કુમાર જયસિંગજી અને બે સૈનિકો એક મેનામાં કોઇ રૂપસુંદરીને લઇ આવ્યા છે અને તેને માટે આપની શું આજ્ઞા છે તેવું પૂછે છે?

**માનસિંહ**—દ્વારપાળ? તે ગુણસુંદરીને માન સાથે મેના સહીત મારી પાસે લઇ આવો.

( દ્વારપાળ જાય છે અને મેના સહીત જયસિંહ દાખલ થાયછે )

**માનસિંહ**—આયેશા! જોકે આ જગતમાં તું સજીવન સૌંદર્યની મૂર્તિછે આ દેશની ઉજ્જવળ સુંદરતામાં તારા પગલાથી વૃદ્ધિ થઇ છે તો પણ મારે મન તો તું મારી પુત્રિ સમાન છો રાજકીય કારણને લીધે મારે તને આ ત્રાસ આપવો પડે છે અને તેથી મને બહુજ દુઃખ પેદા થાય છે પણ હું લાચ્લાજ છું માટે મારી પ્રાણાધીક પ્રિય પુત્રિ સમાન હું તને ગણુંછું તેવું માનીને

હવે તારે જે કહેવું હોય તે કહે કોઇ પણ પ્રકારનો સંકોચ રાખવાની જરૂર નથી.

**આયેશા**—આપ મને પુત્રિ ગણો છો તેજ પ્રમાણે હું પણ આપને પિતા સમાનજ માનું છું, પોતાના પિતાને ઘેર પુત્રિએ થોડાક દિવસ અટકી રહેવું તો તેમાં કંઈ મુઝાવવાનું કારણ હોય તેવું મને જણાતું નથી.

**માનસિંહ**—ત્યારે શું તારે કાંઇ કહેવાનું છે નહિ? તો હું તને કેટલાએક સવાલો પૂછું તેનો તું સંતોષકારક પ્રત્યુત્તર આપશે તો મને ઘણોજ આનંદ થશે,

**આયેશા**—મારા જીવનમાં કોઈ પણ વાત ગુપ્ત રાખવા જેવી છેજ નહિં તો પછી અસત્ય બોલવાથી મને શો લાભ છે? આપને જે પુછવું હોય તે સુખેથી પૂછો.

**માનસિંહ**—તું તારા સ્વજનોને ઓડિસામાં છોડી પટના શા માટે આવી છે!

( કેટલીકવાર વિચાર કરી આયેષા બોલીઃ )

**આયેશા**—જે ખરૂં છે તે હું આપને જણાવું છું—

( આયેષા શરમાઇ તેણે નીચું જોયું. તે શરમાતાં શરમાતા બોલીઃ )

કુમાર જગતસિંહની મુકતતાની ખટપટ કરવા માટે હું અહિં આવી છું.

( મહારાજા માનસિંહ પોતાના પુત્રની સ્થિતિથી અત્યંત ચિંતામાં પડયા હતા એ બીના વાંચકોની સ્મતિની બહાર તો નહિંજ હોય. જો કે તેઓ પોતાનો મનોભાવ બહાર જણાવા દેતા ન્હોતા; તો પણ મનમાં ને મનમાં આ માટે હંમેશાં વિચાર કરતા હતા; પરંતુ તેમને કુમારની મુકતતાનો એક પણ ઉપાય સુઝયો ન્હોતો, આ વેળા આયેશાને તેને મુકત કરવાની ખટપટ કરતી જોઇ મહારાજાને અત્યંત આનંદ થયો. તે સંતુષ્ટ હૃદયે બોલ્યા. )

**માનસિંહ**--એ માટે તેં શું ઉપાય યોજ્યો છે ?

**આયેશા**—બાદશાહ સલામતની સેવામાં કુમારની અરજ રજુ કરવામાં આવશે.

**માનસિંહ**—હું સુબેદાર છું. મને પૂછ્યા સિવાય બાદશાહ પાસે તમે શી રીતે અરજ લઇ જશો ?

**આયેશા**—આપની પાસે અરજ લાવવાથી અમને કંઇજ ફાયદો થવાની આશા ન્હોતી. આપેજ આપના દરબારમાં કુમારને ગુન્હેગાર ઠરાવી તેને જન્મ કેદની સજા કરી છે જેથી આપજ આપનો હુકમ તોડી શકો નહિ એ દેખીતુંજ છે. જો આપ તેમ કરો તો તેથી આપની કીર્તિ માટીમાં મળી જાય અને લોકોમાં

અંબરના મહારાજાની હાંસી થાય. આપની કીર્તિ, અને ન્યાય પ્રિયતા કાયમ રહે તે માટે આપની પાસે અરજ ન મોકલતાં બાદશાહનેજ અરજ કરવાનું અમે યોગ્ય ધાર્યું છે.

( આ જવાબથી મહારાજ ઘણાજ આનંદિત થયા. તે બોલ્યા:)

**માનસિંહ**--અરજ હજુ રવાના થઇ કે નથી થઈ?

**આયેશા**—અર્જ તૈયાર થઇ-તે પર જગતસિંહે પોતાની સહી કરી. અને તે લઇ દીલ્લી તરફ માણસો રવાના પણ થયાછે. પ્રયાગથી આગળ તેઓ જઇ પહોંચ્યા હશે એવીમારી ધારણા છે.

**માનસિંહ**—જગતુસિંહ તો કેદમાં છે. તેની સહી તમે શી રીતે મેળવી? ખોટી સહી તો નથી કરીને?

**આયેશા**—નહિ મહારાજ! સર્વ સાંભળી લઇ ખુદ જગતસિંહે અર્જ પત્રપર પોતાની સહી કરી છે.

**માનસિંહ**—કારાગૃહમાં તેની પાસે કોણ અરજ લઇ ગયું હતું?

**આયશા**—તે માટે અમને બહુ મહેનત પડી હતી. કારાગૃહના સંરક્ષકોને દ્રવ્યની લાલચ આપી અમે અમારા હાથમાં લીધા હતા.

**માનસિંહ**—આયેશા તુ ખરેખર બુદ્ધિમતી અને દિલદાર સ્ત્રી છે. હવે મુખ્ય બાબત એ છે કે અરજ બાદશાહ પાસે પહોંચશે કે કેમ?

**આયશા**—બાદશાહ સલામત પાસે તે પહોંચે તેનો પણ સંપૂર્ણ

બંદોબસ્ત થઇ ગયો છે. અરજ લઇને અમારા માણસો દીલ્હી પહોંચશે તેજ ઘડી બાદશાહ પાસે તેઓને જવાની રજા મળશે અને અમારી ઇચ્છા પ્રમાણે બાદશાહી હુકમ પણ છૂટશે તેમાં બીલકુલ સંશય છેજ નહિં.

**માનસિંહ**—પણ છોકરી! શામાટે તું આ સર્વ ખટપટ કરે છે? શામાટે શ્રમ વેઠી તું આ કઠીન કાર્ય માથે લઇ બેઠી છે?

( આયેશાનું મુખ લજ્જાની ઘટાથી અધિક સુંદર દેખાવા લાગ્યું. તે પોતાના નેત્રો નીચાં નમાવી નિરૂત્તર ઉભી રહી. )

**માનસિંહ**—તું આ વિષયમાં એકદમ જવાબ આપવા ઇચ્છતી નથી એવું જણાય છે ઠીક છે. હું એ પ્રશ્ન તને પાછો પૂછતો નથી. તું પોતે કદિ કારાગૃહમાં જગતસિંહને મળવા ગઇ હતી કે?

**આયશા**—નહિ?

**માનસિંહ**—તેને મળવાની તારી મરજી હતી કે?

**આયશા**—" નહિ. "

**માનસિંહ**—તારા આગમનની અને ખટપટની વાત તેં તેને જણાવી હતી કે?

**આયશા**—નહિ.

**માનસિંહ**—તારા પ્રયત્નથી જગતસિંહ મુક્ત થયા પછી તેનો અને તારો મેળાપ થશે ?

**આયશા**—નહિ-કદિ નહિ.

( આશયાના પ્રેમની વાત મહારાજા સારી પેઠે જાણતા હતા. જગતસિંહ માટે તેના હૃદયમાં ઉચ્ચ પ્રેમભાવના તરવરતી હતી તેવી ઉત્કૃષ્ટ ભાવના કદિપણ જોવામાં આવશે નહિ એવું મહારાજા ખાત્રીપૂર્વક માનતા હતા. આયશા જગતસિંહ માટે પોતાનો પ્રાણ સુદ્ધાંખરચી નાખવા તૈયાર છે છતાં જગતુસિંહનો તેનાપર અનુરાગ નથી એ બીના પણ મહારાજા જાણતા હતા અને તેથી કંઇ યોગ્ય કારણથીજ આયેષા જગતને મળી ન હશે તથા હવે પછી પણ મળશે નહિ એવું તેમને લાગ્યું. મહારાજાના કઠોર હાથવાળા હૃદયમાં પણ આ અસામાન્ય કોમળ સુંદરી માટે મનમાં ને મનમાં જે દારૂણ યાતના ભોગવતી હતી તે જોઇ દયાનો ઝરો ફૂટયો. તેમણે કુમારની મુક્તતા પછી આ સુરરમણીનો માનસિક ઉદ્વેગ નષ્ટ કરવાનો મનમાં સંકલ્પ કર્યો.

આયેશાના પ્રેમની વાત જાણે પોતે જાણતાજ ન હોય તેમ મહારાજા બોલ્યા.)

**માનસિંહ**—જગતસિંહ અકૃતજ્ઞ અને નીચ મનુષ્ય છે. તું તેને માટે વિના કારણ શામાટે ત્રાસ સહન કરે છે ?

( આયેશા કંઇ બોલી નહિ. તે નિસ્તબ્ધ બેસી રહી. તેની દૃષ્ટિ જમીન તરફ નજર નાખી રહી હતા અને તેના વદનપર શોક અને ચિંતાના આવરણુ છવાયાં હતાં )

**માનસિંહ**—કેમ છોકરી ? મારા પ્રશ્નનો ઉત્તર ન આપતાં આમ ચુપ-ચુપ બેઠી છે ?

**આયશા**—મને આપ પૂછો છો કે, તું શામાટે મહેનત લે છે તો, મારે શું જવાબ આપવો તેજ મને સૂઝતું નથી. મહારાજ! જગત્‌સિંહ નીચ નથી-તેમ તે અકૃતજ્ઞ પણ નથી. તે ખરો વીર પુરૂપ છે. પુરૂષોમાં તે રત્ન છે. તેના વિચારો અત્યંત ઉચ્ચ અને દૈવી ભૂમિકાના છે.

**માનસિંહ**—પુત્રી આયેશા ! તું સ્ત્રીઓમાં રત્ન સમાન્ છે. હું ખાત્રીથી તારૂં આ દુઃખ નષ્ટ કરવા પ્રયત્ન કરીશ.

**આયશા**—મારા સરખી ન્હાની છોકરીને મ્હોડે આવા પ્રકારની વાત બહાર નીકળતી ન્હોતી. હું પોતે આપ જેવા વયોવૃદ્ધ આગળ એ વાત કહેવા નારાજ હતી. પણ મને લાચારીથી એ વાત કહેવી પડી કારણુ કે મેં પ્રથમથીજ આપને સત્ય હકિકત કહેવાનું વચન આપ્યું છે. વળી આ વાત જો હું તમને ન કહેત તો તમને ખરાબ લાગશે એવું ધારી તેમ ન થાય તે માટે જરા પણ સંકોચ વિના મેં આપને સઘળી હકિકત જણાવી દીધી છે. આશા છે કે, મારી નિર્લજતા માટે મને ક્ષમા મળશે.

**માનસિંહ**—રાજકીય કારણને લીધે તને નજરકેદ રાખવાનો મારો વિચાર હતો પણ તને જોઇને તથા તારી સાથે ભાષણ કર્યા પછી મારા મનમાં જૂદાજ વિચારો ઉત્પન્ન થવા લાગ્યા છે. વારૂ—હમણાં એ વાત જવાદે પણ એટલું ધ્યાનમાં રાખજે કે આ માનસિંહ તારા જેવી દિલદાર રમણીને દુઃખદરિયામાં પડેલી જોઇ શકશે નહિ.

( થોડીકવાર રહી મહારાજા બોલ્યા. )

પઠાણોએ પુનઃ ઓડિસામાં ધામધુમ કરવા માંડી છે અને તેથી મારે લડાઇ માટે આવતી કાલે સ્હવારે ઓડિસા જવું પડશે. મારી એવી ઇચ્છા છે કે યુદ્ધ સમાપ્ત થાય ત્યાં સુધી તું મારી સાથેજ રહે. આ યુદ્ધ સંબંધી તારે કંઇ કહેવાનું છે કે ?

**આયશા**—કંઇ નહિ; યુદ્ધ રાજપદ્ધતિ અને પ્રજાનો સંતોષ ઇત્યાદિ બાબતો તરફ લક્ષ આપવાનું કામ બાદશાહનું છે. અમારે સ્ત્રીઓએ એ બાબતોનો વિચાર કરવાનું શું કામ છે ? અને તેમાં અમે સમજીએ પણ શું ?

**માનસિંહ**—નવાબ ઉસ્માનખાનને આ બાબતમાં તું કંઇ કહેશે કે ?

**આયશા**—બિલકુલ નહિ. નવાબ પોતેજ જવાંમર્દ઼ દિલાવર અને બહાદૂર છે. તે હુશિયારી તથા બુદ્ધિ ચાતુર્યથી પોતાનું કામ કરે છે. તેમાં મારા જેવી અલ્પબુદ્ધિની સ્ત્રી તેને શું સલાહ આપી શકે ! તેને સલાહ આપવાનો વિચાર કરવો એ કેવળ મૂર્ખતાજ છે.

પોતાના કૃત્યનો આગળ પાછળનો પૂર્ણ વિચાર કરીનેજ પૂર્ણ યશ મેળવવા માટે, કમર કસીને તે તૈયાર થયો હશે!

**માનસિંહ**—હમણાં તો તારે અહિંયાજ રહેવું પડશે. તારી અહિં યોગ્ય આગતા સ્વાગતા થશે. ઉર્મીલારાણીને મેં તારી બરદાસ્ત રાખવાનું જણાવ્યું છે તને કોઇપણ જાતની તકલીફ પડશે નહિ. યુદ્ધ સમાપ્ત થયા પછી હું તને મળીશ અને તે વેળા હું શું કરિશ તે હમણે હું કહેવા માગતો નથી. હું હમણાં ઘણોજ ચિંતામાં છું માટે તાજખાનને પોતાને ઘેર જવાનું કહી દે.

(મહારાજા ત્યાંથી ચાલી ગયા તાજખાંન પણ ઘર તરફ વિદાય થયો.)

---

# અંક બીજો.

## પ્રવેશ ૭ મો.

**સ્થળ**—ચોપાટી.

**પાત્ર**—તદનલાલ દોઢીવાલા અને બીજાઓ.

**તદનલાલ**—કેમ ભાઇ આજકાલ તડાકો ખૂબ પડતો લાગે છે કારણકે મોટરમોટર વસાવીને હાલ તો ભપકામાં રહો છો.

**દાહીવાલા**—તદનલાલભાઇ અમારે તડાકાની કાંઇ જરૂર નહીં કારણ કે પગાર સારો મળે છે અને આવક પ્રમાણે ખરચ રાખીએ છીએ કારણ કે તમારી જેમ અમારે કાંઇ દોલતને સાથે બાંધી લઇ જવાની નથી અથવા તમારી જેમ અમે કાંઇ સ્વર્ગની પોષ્ટ ઓફિસ પણ બનાવી નથી કે આગળથી મનીઓર્ડર કરી શકાય.

**તદનલાલ**—અરે યાર પણ લીધી ત્યારે આવી શું લીધી? મમતલાલ જેવી ફેન્સી લેવી હતી.

**દાહીવાલા**—અરે યાર અમારે તો જેવી છે તેવી ચાલશે પણ તમે શું ધાર્યું? તમારા નાતીલા તો કંઇ કંઇ વાતો સંભળાવે છે! કહે છે કે તદનલાલ હૈયાતીમાં મોટર લેશે કે મુવા પછી જ્યામાં મુકાશે આવું આવું પૂછે છે?

**તદનલાલ**—મૂર્ખા છે કહેનારા શું હું મોટરમાં નથી બેસતો?

**દાહીવાલા**—ખરી વાત છે ભિખારીઓ પણ ભૂખે મરી નથી જતા માગી ભિખીને પણ પેટ ભરે છે તેમજ તમે પણ તેવી રીતે મોટરમાં બેસો છો.

**તદનલાલ**—શું અમે કોઇને કહેવા જઇએ છીએ કે બાઈ મને મોટરમાં બેસાડો ! લોકો જ્યારે બોલાવીને કહે છે કે અમારી ગાડીમાં બેસી જાઓ ત્યારેજ બેસું છું. કાંઇ કાલાવાલા કરવા નથી જતો.

**દોઢીવાલા**—ખરિ વાત છે સાહેબ! ગ્રાંન્ટરોડ ઉપર એવા ઘણા ભિખારી ઉભા રેહે છે કે કોઇ પાસે માંગતા નથી પણ તેને લોકો બોલાવીને આપે છે કે ભાઇ લે પણ એથી કાંઇ તે બક્ષીસ ન કહેવાય; તેજ પ્રમાણે તમે પણ ધન ખરચી ગાડી વસાવો તેવા નથી માટે લોકોને તમારી દયા આવે અને દયાના આવેશમાં તમને ખેરાત તરિકેજ ગાડીમાં બેસાડે છે. સમજ્યા? માટે આમ એક ભિખારીના લીસ્ટમાં નામ લખાવવું એ સારૂં નથી. કાંઇક હવા ખાતું કરો.

**તદનલાલ**--ઠીક ત્યારે હોળી તો હમણાંજ ગઇ છે દિવાળી ઉપર લક્ષ્યમાં લ્યો સાહેબજી.



# અંક બીજો.



## પ્રવેશ ૮ મો.

**સ્થળ**—ઉસ્માનખાંનનો મહેલ.

**પાત્ર**--ઉસ્માનખાંન એકલો પાછળથી આયશાનો પત્ર લઇ દ્વાર પાળ આવે છે.

**ઉસ્માન**— હાય ઉસ્માન ભયંકર યુદ્ધાગ્નિમાં પણ અંતે અપયશ મળ્યો ! માનસિંહના પ્રચંડ મારાથી પઠાણો લડતા થાકી ગયા અને અંતે હારનો કાળો ચાંડળો લઇ પુનઃ માંડલિકપણું સ્વીકારવું પડયું. વિજય મેળવવાની મોટી આશામા હિંદુઓના પૂણ્યક્ષેત્ર જગન્નાથપુરીનો પહેલે સપાટે કબજો લીધો તેમજ મુલાકાતમાં પણ માનસિંહ સાથે વિવેકથી વર્તવાની દરકાર રાખી નહિં અને તેથી સંધીના કરારો વખતે માનસિંહ બહુજ સખત રહેતો. આ લડાઇમાં મ્હારા અનેક યુવાન યોદ્ધાઓ કપાઇ ગયા હવે મ્હરા હાથ પગમાં ચૈતન્ય રહ્યું નથી અને પુનઃ સ્વતંત્રતા માટે હવે આશા રાખવી એ તો તદનજ અશક્ય છે. વનપુરનું જંગલ જય માટેજ યુદ્ધક્ષેત્ર તરિકે મેં પસંદ કિધું હતું છતાં તેજ જંગલમાં રજપુતોને

હાથે મારા સૈન્યનો કચ્ચરઘાંણ થઇ ગયો મહારાજા માન-સિંહ આગળ પાછળની દાઝને લીધે વનપુરની લડાઇમાં વિજય મળવા છતાં સંતોષ નહીં માની ઓડીસામાંથી પઠાણોને હાંકી કાઢવાનો મહારાજાએ સંકલ્પ કર્યો હતો. તેથીજ કિલ્લાઓ અને શહેરો જીતતા જીતતા તેમણે આગળને આગળ કુચ કરવાની ચાલુ રાખી. જળેશ્વર અને કટક મોગલોએ જીતી લીધા અને કટકના કિલ્લાપર મોગલોની વિજય પતાકા ફરકવા લાગી.

મોગલોએ સ્વર્ણગઢપર પણ હુમલો કર્યો. પઠાણો મરણીયા થઇ લડ્યા પણ તેઓ કિલ્લાનું રક્ષણ કરી શક્યા નહિ, પઠાણો એક પણ જગ્યાએ વિજય મેળવી શક્યા નહિ અને અંતે સ્વર્ણગઢ પણ મોગલોના તાબામાં આવ્યો. તદન નાઇલાજ અને હતાશ હાય! ઉસમાન તારા નશીબમાં અંતે શરણુંજ હતું. હાય! અફસોસ (દ્વારપાળ પ્રવેશ કરે છે.)

**દ્વારપાળ**—નવાબ સાહેબ આ એક પત્ર આવ્યો છે.

**ઉસ્માન**—(પત્ર લે છે અને દ્વારપાળ જાય છે) આ પત્ર તો આયશાનો છે અરે! પણ આવા મહા સંકટના સમયમાં વળી આ શાન્તિ ક્યાંથી? આયશા શું તને હું હજી યાદ આવું છું? તારા જીગરમાં મારે માટે આવું પણ સ્થાન છે? અરે હું માહારૂં બધું દુઃખ ભુલી જાઊં છું અને લાગે છે કે આ અપયશનો ડાઘ કાઢી નાંખવાની તક હજુ મને મળશે પણ

જો આયેશા મળશે તોજ; આ લડાઇમાં જો આયેશા મારી હોત તો મારી હાર નજ થાત; જોઉં; કાગળમાં શું લખ્યું છે?

( કાગળ વાંચે છે. )

ભાઇ ઉસ્માન,

અનેક યુદ્ધ પ્રસંગે તારો પરાભવ થવાથી તું અપયશનો ભોગ થઇ પડયો છે એવું મેં સાંભળ્યું છે; પણ એ સાંભળી હું યત્કીંચિત પણ ગભરાઇ નથી કારણ કે તારા હૃદયમાં અલૌકિક ધૈર્ય, વિપુલ સાહસ, મહાન ઉત્સાહ અને જગતને ચકિત કરી નાખે એવું અપૂર્વ શૌર્ય છે એ હું સારી પેઠે જાણું છું. તારા અસામાન્ય શૌર્ય અને સાહસની સ્પર્ધા કરી શકે એવો કોઇ પણ વીર મારી દૃષ્ટિએ પડતો નથી, આથી આવા સેંકડો યુદ્ધમાં તારો પરાજય થવા પામે તો પણ તારા સાહસ અને શૌર્યનો સમૂળો અંત લાવવા આખી દુનિયામાં કોઈ પણ સમર્થ નથી એવી મારી ખાત્રી છે.

તને છોડી અહિ આવવામાં મેં બહુ અનુચિત પગલું ભર્યું છે. તારો પક્ષ છોડી દેવાની મારી પૂર્વે ઇચ્છા ન્હોતી અને હમણાં પણ નથી. તથા તેમ કરવાનો મને અધિકાર પણ નથી, તારો ત્યાગ કરી હું અહિં આવી છું તેમાં મે કેવી ગંભીર ભૂલ કરી છે તે હું અહિં આવ્યા પછી સમજી શકીછું અને તેથી હવે મને મારા એ અધમ કૃત્ય માટે

નિરંતર પશ્ચાતાપ થઇ મારી પોતાની જાત પર મને તિરસ્કાર આવે છે.

મારા આ કૃતઘ્ન પગલાથી તને અત્યંત ખેદ થઇ, તારો ઉત્સાહ નષ્ટ થયો હોય એવું જણાય છે. પરંતુ તારો મારા પર જે પ્રેમ છે તેથી મેં કરેલું વર્તન, અક્ષમ્ય હશે તોપણ તું મને તે માટે ક્ષમા આપશે એવી મને પ્રબળ આશા છે. મારી આ આશા સફળ થશે કે ?

હું તારી પાસેથી કેમ ચાલી ગઈ તેનું કારણ તુ ન જાણે તોજ સારૂં છે. કાશ્મીરી બેગમે તને એકવાર કહ્યું હતું કે મારા પિતાની દોલત મારા તાબામાં લેવા અને તેની વ્યવસ્થા કરવા હું ઓડિસા છોડી જાઊં છુ. પણ એવી નાશવત દોલત માટે આયશા પોતાના સાચા પ્રેમીને ત્યજી જવા કદી પણ તૈયાર થાય નહિ એ વિષે ખાત્રી રાખજે. તારો મારા પર જે અનંત પ્રેમ છે, તેની આગળ આયશાને આખા જગતની સર્વ દોલતની કશી પરવા નથી. હું આખા જગતના વૈભવ અને સમગ્ર પૃથ્વીની દોલતને તારા પ્રેમ માટે લાત મારવા સહેજ પણ પાછી પાની કરૂં તેવી નથી કારણ કે તારો મારા પરનો પ્રેમ દૈવી, નિઃસ્વાર્થ, અથાગ અને અનંતછે. જે કામ માટે હું તને છોડી આવી છું તે કામ મારે માટે હજુ પાર પડયું નથી: અને તે પૂર્ણ થયા સિવાય મને સંતોષ મળશે નહિ. ઇશ્વર કૃપાથી તે જલ્દી પૂર્ણ થશે. એ કામ થયા પછી હું અહિં પાણી પીવા પણ થોભવાની નથી. તુરતજ

તારી પાસે આવી રહીશ. હજુ કેટલા દિવસ લાગશે તે હવે પછીના પત્રમાં લખીશ

તારા અનંત સ્નેહ અને અથાગ પ્રેમની વારંવાર સ્મૃતિ થતા મને અત્યંત આનંદ થાય છે અને હું મારી જાતને તે માટે બહુ ભાગ્યશાળી માનુંછું, ઉસ્માન, વ્હાલા ભાઇ, મારા આ કૃત્યથી મેં તારો જે ભયંકર ગુન્હો કર્યો છે તે ભૂલી જશે કે ? તારા સહવાસથી હું એટલી આશા રાખી શકું છું કે, તારૂં હૃદય ઉદાર, દયાળુ અને અત્યંત પ્રેમાળ હોવાથી તું જરૂર મારી અકૃતજ્ઞતા ભૂલી જશે.

તારા પરાભવ સંબંધ બોલું તો મને કંઇજ લાગતું નથી, કારણ કે કાળની ગતિ કદિ પણ એક સરખી રહેતી નથી. તે હંમેશા પરિવર્તિત થયા કરે છે. કોઇપણ સ્થિતિ ચિરકાલ પર્યંત રહેશે એવી માન્યતા ફક્ત દિવાનાપણુંજ છે. રાજા થવું તથા રંક બનવું એ કાળની મરજીને આધિન છે. કાળની ગતિ મનુષ્યને દિવાના બનાવી મૂકે છે. કાળના સપાટા બહુ અસહ્ય હોય છે અને તે સહન કરવાની શક્તિ સર્વેમાં હોતી નથી. વિપદકાળે ધૈર્ય રાખનારને ભય શાનો ? જેનું અંતઃકરણ ધૈર્યના સમુદ્ર જેવું હોય તેને પરાભવ અને અવનતિની ફીકર ચિંતા હોયજ નહિ. મને પૂર્ણ ખાત્રી છે કે તારામાં અડગ દ્રઢતા અને અથાગ ધૈર્ય છે. તું પરાજયથી દુઃખી થઇ હતાશ અને હતબલ થઇ જાય એવું આયેશા કદિ પણ માની શકતી નથી.

પણ ભાઇ, એકાએક આવી રીતે પરિસ્થિતિ બદલાઇ

જવા પછી તું એ સ્થિતિ શી રીતે સહન કરી શક્યો હશે એ હું સમજી શકતી નથી. તારી સહનશીલતાની જેટલી સ્તુતિ કરૂં તેટલી થોડી છે. મારામાં તે વર્ણવવાની શક્તિ નથી અને શબ્દો પણ નથી. કાળચક્રના ઝપાટાથી તને બહુ દુઃખ થતું હશે એ હું સમજું છું: છતાં આવી વેળા પણ તું જે અસાધારણ સહનશીલતા પોષી રહ્યો છે તે તારા સંયમી હૃદયની પ્રતીતિ આપે છે.

આ વિપત્તિના સમયમાં—આવા અવનતિના સમયમાં હું તને ધૈર્ય આપવા માટે, આ દુઃખ દરિયામાં તું કેવી રીતે ડૂબી ગયો છે તે જોવા માટે, આ સંકટનો પર્વત તેં કેવી રીતે તારા મસ્તક પર ઉપાડ્યો છે તેનું અવલોકન કરવા માટે, વખત આવે તને યથાશક્તિ સહાય કરવા માટે, તારા દુઃખમાં ભાગ લેવા માટે, તારા કરમાયલા હૃદયકમલને પ્રફુલ્લ કરવા માટે અને પરાજયથી નિરુત્સાહી બનેલા તારા હૃદયને ઉત્સાહ અને કર્ત્તવ્યપરાયણ કરવા માટે તારી પાસે આવવા અત્યંત ઉત્સુક છું.

" અહિંયા હું એક સંકટમાં સપડાઇ હતી તે હકિકત તને મળી હશેજ. તેથી આ ઠેકાણે તેનું વર્ણન કરતી નથી. આ સંકટથી મારા કાર્યમાં કંઈ વિઘ્ન આવ્યું નથી.

ભાઈ ઉસ્માન, વધુ લખી હું તારો અમૂલ્ય સમય ગૂમાવવા ઇચ્છતી નથી. જેના હજારો અપરાધોની તારા દયાપૂર્ણ હૃદયે ક્ષમા આપી છે તેજ અપરાધિની પુનઃ પુનઃ પોતાના

અપરાધોની ક્ષમા માગી આ પત્ર પૂરો કરે છે.

લી. હતભાગી,

આયેશા.

( પત્ર વાંચી દિવાના જેવો મેહેલ તરફ ચાલી જાએ છે. )

---

# અંક બીજો.

—*—

## પ્રવેશ ૯ મો.

**સ્થળ**—માનસિંહનું અંતઃપુર.

**પાત્ર**—આયશા અને ત્રિલોત્તમા.

**આયેશા**—બહેન, મારો તારી સાથ પુનઃ મેળાપ થશે એવી મને કલ્પના પણ ન્હોતી. તારૂં નસીબ બળવાન છે એમાં સંશય નથી. તને તારા સાસરામાં શી રીતે સ્થાન મળ્યું એ મેં સાંભળ્યું છે.

**ત્રિલોત્તમા**—બહેન મારૂં નસીબ શાનું બળવાન ? હું અભાગણી પાપીણી અહિંયાં સુખ ભોગવું અને મારા પ્રાણેશ્વર કારા-

ગૃહમાં દુઃખ સહન કરે એ શું ઓછું સંતાપજનક છે? શું મારૂં જીવન આમજ પૂરૂં થશે?

(તિલોત્તમા નીચું મ્હોં કરી એક નાદાન બાલિકા પ્રમાણે રૂદન કરવા લાગી. આયેશાએ અત્યંત પ્રેમથી તેનો હાથ ધરી પોતાની ઓઢણીના છેડાથી તેના અશ્રુ લૂછી નાખી તેને પોતાની પાસે બેસાડી તેના માથા પર હાથ ફેરવતા ફેરવતાં કહ્યું.)

**આયશા**—બહેન રડ ના-દુઃખી ન થા. વીરપુરૂષોની સ્ત્રીઓએ સંકટમાં ધૈર્ય ધરી હૃદય કઠીન કરવા જોઇએ. બહેન, આવુ કોમળ હૃદય રાખીશ તો તારી સુંદર દેહલતા કરમાઇ જશે.

**ત્રિલોત્તમા**—આવા દુઃખમાં કેમ જીવાય, વ્હાલી બહેન? મારા હૃદયનો બોજો હલકો કરવા જેવું અહિં કોઇજ માણુસ નથી. આજે હું તારી આગળ મારૂં ભરાયેલું મન ખાલી કરવા આવી છુ.

**આયશા**—ઘણું સારૂં કર્યું .બહેન તને જોઇને મને બહુ આનંદ થયો છે! બહેન, તારા સંકટના દિવસોનો હવે જલદી અંત આવશે! તારા પ્રાણેશ્વરનો અલ્પકાળમાં છૂટકારો થશે.

(તારા પ્રાણેશ્વર બોલવામાં આયેશાને જે ભયંકર યાતના થઇ તે તેનુંજ હૃદય જાણી શક્યું!)

**ત્રિલોત્તમા**—તેં શા પરથી આવું અનુમાન કર્યું! બેનં, કંઇ વિઘ્ન તો નહિ આવેને?

**આયશા**—વિઘ્ન આવવાનો સંભવ તો નથી. દરબારમાં જઇ હુકમ મેળવવામાંજ વિલંબ થાય તો થાય, બહેન, ગમે તેમ હો—બે ચાર મહિના મોડું થાય તો પણ શું હરકત છે ?

**ત્રિલોત્તમા**—આ કયાંની પ્રેમ પદ્ધતિ ! જેના પર પોતાનો પ્રેમ છે તે કારાગ્રહમાં દુઃખ ભોગવતો હોવાનું તેની તે કષ્ટમય સ્થિતિનું સ્મરણ થતાંજ હૃદયમાં ચીરો પડવો જોઇએ—તેની મુક્તતા એક પળ પણ વહેલી થાય તો તેથી મારી પેઠે એને આનંદ થવો જોઇએ—તેને બદલે પ્રાણેશ્વરની મુક્તતા થવામાં બે ચાર મહિના મોડું થાય તો પણ શું હરકત છે એમ બોલવામાં નવાબજાદી આપનો શું હેતુ છે તે હું સમજી શકતી નથી.

બહેન, મારૂં સર્વસ્વ લઇને જો કોઇ કુમારને એક ક્ષણ પણ વહેલા મુક્ત કરે તો તેથી હું આનંદ પામીશ. બબ્બે મહિના પછી કદાપિ કુમારને દુનિયાની દોલત સાથે મુક્તતા મળવાની હોય તોપણ તેથી મને સંતોષ ઉપજતો નથી.

**આયશા**—( સ્મિત હાસ્ય કરી, ત્રિલોતમાની હડપચી પકડી તેનું સુંદર વદન ઉંચું કરી બોલી. )

પ્રેમી હૃદય એવાજ અધિર હોય છે, મારી ત્રિલોત્તમા ?

**ત્રિલોત્તમા**—ત્યારે બહેન ! તું કેમ આમ પારકા અને લાગણી વગરના માણસ જેવા શબ્દો બોલે છે ?

**આયશા**—( આયેશા કેટલીકવાર નીચું જોઇ ઊભી રહી ત્રિલોત્તમા

નો આ પ્રશ્ન તેને ચમત્કારિક લાગ્યો નહિ. કેટલોકવાર પછી તે બોલી.)

રાજપુત્ર જગતસિંહ વીરપુરૂષ છે એ હું જાણું છુ. તેમના જેવા વીરને તિક્ષ્ણ તલવારના ઘા થવા છતાં કંઇ લાગતું નથી. શત્રુની નાગી તલવાર ગરદન પર ઝઝૂમતી જોઇને તેમનુ અંતઃકરણ લેશ માત્ર પણ વિચલિત થતું નથી, તો પછી એવા વીરનરને કારાગૃહમાં લોખંડી જંજીરથી શું ડર લાગવાનો હતો ? આથી તેમની મુક્તતા બે દિવસ મોડી થશે તોપણ હરકત નથી. પણ બહેન, તારા જેવી કોમલ બાલામાં એટલું ધૈર્ય નથી હોતું. તારામાં પણ નથી તારા જેવી બાળા પોતાના પ્રિયતમને સંકટમાં પડેલો જોઇ તારા જેમજ દુઃખી થાય છે. પણ મને લાગે છે કે આમ દુઃખી થવામાં સ્વાર્થનો કંઇક અંશ છે. આપણે આપણા પ્રિયકરના જીવ કરતાં તેના દેહપર વધુ પ્રેમ રાખીએ છીએ. તેથીજ તેને ન જોયાથી–તે પાસે ન હોય ત્યારે–તેના વિયોગમાં–આપણે અત્યંત અધીરા થઈ જઇએ છીએ. પણ બહેન, આ પ્રસંગે આવી અધીરતા કંઇજ કામની નથી."

**ત્રિલોત્તમા**––"બહેન, તારૂં કહેવું યોગ્ય છે. પ્રાણેશ્વરનો એક ક્ષણનો વિયોગ પણ મારાથી સહન થતો નથી. અને એમાં જો સ્વાર્થનો અંશ હોય તો નિઃસંશય હું સ્વાર્થી છું. પણ બહેન એક સવાલ પૂછું ?

**આયશા**—" હા— "

**ત્રિલોત્તમા**—શું તું યુવરાજપર પ્રેમ રાખતી નથી? અને જો રાખતી હોય તો મારી માફક તારૂં હૃદય વિહ્વળ કેમ થતું નથી?

(આયશાએ નીચું જોતાં જોતાં ત્રિલોત્તમાનો જમણો હાથ પોતાના બન્ને હાથે પકડી તે સાથ રમત કરવા માંડી. થોડીક વાર પછી બીજી તરફ જોઇ તે બોલી.)

**આયશા**—આ પ્રશ્નથી હું આનંદ પામીછું. મારો તેમના પર પ્રેમ છે ખરો, પણ મારા પ્રેમની પદ્ધતિ ન્યારીજ છે. પ્રથમથીજ મારા પ્રણયની વાત કોઈ ન સમજે એવી મારી ઇચ્છા હતી. પણ એક દિવસ કોણ જાણે શું થયું તે મારાથી રહેવાયું નહિ અને રાજપુત્ર પાસે મેં મારો પ્રેમ વ્યક્ત કર્યો. હું તે માટે હજુ પણ લજવાઉં છું. પણ હવે તેનો શો ઉપયોગ? જે વાત એકવાર મ્હોમાંથી બહાર નીકળી ગઇ તે શી રીતે પાછી ખેંચી લેવાય? પણ હવે પછી એ વાત પુનઃ ન સંભારીશ અને કોઇને એ વિષે કંઇ કહીશ પણ નહિ એવી મારી ઇચ્છા છે. હું તને હાથ જોડીને વિનંતી કરૂં છું કે આ વાત તુ તદ્દન ભૂલીજ ગઇ હોય તેમ વર્તજે.

**ત્રિલોત્તમા**—કેમ બહેન? તું એમ કેમ કહે છે? હું એ વાત શી રીતે વીસરી જાઉં? અને બીજાને કહ્યા વિના પણ શી રીતે રહીશ? પ્રેમ કરવો એ કંઇ અનુચિત કર્મ નથી. તેમ પ્રેમ કરવાથી પાપ પણ લાગતું નથી. તો પછી તું તેથી આટલી બધી લજ્જિત કેમ થાય છે?

**આયશા**—મારી માન્યતા પ્રમાણે મોહબ્બત કિંવા પ્રેમ એ અંતઃકરણમાં સદૈવ ગુપ્ત રાખવાની એક વસ્તુ છે. જગતમાં તે વિષે ઢંઢેરો પીટાવવો એ પ્રેમને નિર્લજ્જ કરવા જેવું છે.

**તિલોત્તમા**—એ અંતઃકરણમાં બહુ સાવધતાથી ગુપ્ત રાખવા જેવી વસ્તુ હોય તોપણ જેનાપર પ્રેમ રાખવો હોય તેનાથી તે ગુપ્ત રાખવામાં શું સાર? અને તેમ ગુપ્ત રાખવું પરવડે પણ કેમ? પ્રિયજનને આપણા પ્રેમથી વાકેફ કરવામાં સંકોચ શામાટે રાખવો જોઇએ, બહેન? અને એકવાર પ્રેમ પ્રકટ કર્યા પછી તે માટે આમ દુઃખી શામાટે થવું? પ્રિયકરનેજ જો આપણા પ્રેમની ખબર ન હોય તો પછી પ્રેમમાં સુખ શું?

(આયશા તિલોત્તમાનું સરલ હૃદય જોઇ આનંદિત થઇ. તેને પણ લાગ્યું કે, તેને લજ્જિત થવા જેવું કંઇ નથી. તથાપિ પોતાની માન્યતાના ટેકામાં તે બોલી.)

**આયશા**—તું કહે છે તેમ કરવું એટલે તો પ્રેમનો વ્યાપાર કરવા જેવું થયું. પ્રિયતમ પાસે પ્રેમ વ્યક્ત કરવો એટલે તેનો પ્રેમ સંપાદન કરવાની ઇચ્છા પ્રદર્શિત કરવી. મેં તને આ વસ્તુ આપી છે એમ કહેવું. એટલે તેના બદલામાં તું મને કંઇ આપ એમ આડકતરી રીતે કહેવું એમજ કેની? પ્રેમનો વ્યાપાર કરવો એ બહુ નિંદ્ય કૃત્ય છે એવું હું માનુંછું.

(ત્રિલોત્તમાએ પ્રેમનો આવો અર્થ કદિ પણ કર્યો ન્હોતો અને દૈવયોગે એવો વિચાર કરવાનો તેને પ્રસંગ પણ આવ્યો ન્હોતો. આયશાના ભાષણથી તેના હૃદયપટપર પ્રકાશ પડ્યો. એવો પ્રેમભાવ નિઃસંદેહ અત્યંત મધુર અને ઉચ્ચ પ્રતીનો છે એવું તેને લાગ્યું. તે પુનઃ બોલીઃ— )

**ત્રિલોત્તમા**—પણ બ્હેન આપણા પ્રિયજનને સુખી કરવા માટે એ વાત તેને કહેવી જોઇએ કે નહિ ?

**આયશા**—જ્યારે આપણો જેનાપર પ્રેમ હોય તે પણ આપણાપર તેવોજ પ્રેમ રાખે છે એવું જણાય ત્યારે એવા પ્રાણેશ્વર પાસે આપણું અંતઃકરણ ખુલ્લું કરવામાં કોઇ જાતની હરકત નથી.

**ત્રિલોત્તમા**—બ્હેન આપણે તો સ્ત્રીઓ. પ્રેમ કરવો એજ સ્ત્રીઓનું કર્ત્તવ્ય જો આપણો પ્રિયતમ આપણાપર પ્રેમ ન રાખતો હોય તોપણ તેને આપણા પ્રેમ પાશમાં બદ્ધ કરવાની આપણી ફરજ નથી કે ? શું એવા પ્રેમીને આપણે પ્રાણથી અધિક ચાહતા નથી કે ?

**આયશા**—પ્રેમ ન કરવો અથવા કરીશ નહિ એવું હું કદિજ કહેતી નથી તેમ કહીશ પણ નહિ. પ્રેમ કરવા માટેજ તો આપણે જન્મ લઇએ છીએ. પ્રેમમૂર્તિ બની રહેવું એ પ્રત્યેક રમણીનું પ્રધાન કર્ત્તવ્ય છે. ઇશ્વર તરફથીજ આપણને એ ઉંચ્ચ અધિકાર પ્રાપ્ત થયો છે. તોપણ આપણા પ્રેમ પાત્રને વિના કારણે આપણા પ્રેમનો લવારો સંભળાવવો મને યોગ્ય લાગતો નથી.

**ત્રિલોતમા**—કેમ બહેન? તું એમ કેમ કહે છે? પુરૂષોનું હૃદય સમુદ્ર જેવું છે. તે સમુદ્રમાં આપણા પ્રેમનો ગમે તેટલો વરસાદ પડે તો શું થયું? માનવ જીવનમાં પ્રેમ એ અત્યંત આનંદજનક લ્હાવો છે. પ્રેમ કરવાનો અને પ્રેમી બનવાનો સર્વને અધિકાર છે. બહેન આયશા! તું રાજપુત્રને પ્રાણ કરતાં વધુ ચાહે છે તો શા માટે તું તેમને પરણી સુખી થતી નથી? જો તને એમ લાગતું હોય કે રાજપુત્રને બીજી યુવતીપર પ્રેમ રાખતા જોઈ તિલોત્તમા દુઃખી થશે તો તે તારી માન્યતા ભુલભરી છે. ત્રિલોત્તમા એવા ક્ષુદ્ર હૃદયની સ્ત્રી નથી જ. નવાબજાદી! તારા જેવી ગુણવતી યુવતી રાજકુમારની પ્રણયીની છે એની સ્મૃતિ થતાંજ મારા આનંદનો પરમાવધિ થાય છે. હું અંતઃકરણથી ઇચ્છું છું કે, તું અને હું, એક વૃક્ષપર વિહાર કરનારી બે લતા પ્રમાણે રાજકુમાર સાથે આનંદમાં રહીએ. એક સુંદર ઉપવનમાં કેટલા બધા પુષ્પો ખીલી રહેલા હોય છે? એક સમુદ્રને કેટલી બધી નદીઓ મળે છે અને એક રજનીપતિ કેટલી બધી ચાંદનીઓ સાથે રાસ રમે છે? તું જેના પર પ્રેમ રાખે છે તેના પર હું પણ પ્રેમ રાખુંછુ તેથી આપણે પરસ્પર સહાનુભૂતિ રાખવી જોઇએ. વ્હાલી બહેન, યુવરાજના હૃદય પર કોહિનૂર પ્રમાણે વિરાજી તું શા માટે તારા સુંદર પ્રકાશથી આ રાજપ્રાસાદ શોભાવતી નથી?”

(ત્રિલોત્તમાનું આ ઉદ્દાર ભાષણ સાંભળી આયશા પ્રથમ તો કંઇ બોલી નહિ. ત્રિલોત્તમાની હડપચી ધરી તેના મ્હોને

ઉંચું કરી તેના તરફ પ્રેમાલ નેત્રે આયશા એકાગ્રતાથી જો
રહી કેટલીકવાર પછી તે બોલી.)

**આયશા**—"તારા જેવી સરલ હૃદયી અને પ્રેમાળ હૃદયની સ્ત્રીને મ્હોડે આવીજ વાત નીકળવી જોઇએ ! આવા ઉદાર હૃદયની સ્ત્રી મેળવવા માટે કુમારના નસીબની જેટલી પ્રશંસા કરું તેટલી થોડી છે. તારા સહવાસમાં દુઃખનો એક પણ નિશ્વાસ આખા જીવનમાં તેમને નાખવો પડશે નહિ એવી મારી ખાત્રી છે. પણ મારી વ્હાલી હિંદુ બહેન ! મારા પ્રેમ સંબંધી તારી સમજણ ભૂલભરી છે. હું મારા પ્રેમને જુદીજ દૃષ્ટિએ જોઉં છું અને તેમાં મને સુખ પણ મલે છે. બીજાના પ્રેમની વાત જાણવાની તથા મારા પ્રેમની પ્રસિદ્ધિ કરવાની મારી બિલકુલ ઇચ્છા નથી. તિલોત્તમે, તું મારો વિચાર કરી જરા પણ દુઃખી ન થા. મારી યાતનાનો વિચાર કરીશ તો વિના કારણ તારા સરલ અને કોમલ હૃદયને બહુ શોષવું પડશે

**તિલોતમા**—બહેન, તું આવી રીતે તારી વાસનાને શા માટે સંયત કરવા માગે છે તે હું સમજી શકતી નથી. ખરેખર, આ જગતમાં તું અતુલનીય નારીરત્ન છે.

( આયશા વિષાદ પૂર્ણ હાસ્ય કરી બોલી. )

**આયશા**—" હું મારી વાસના કેમ મારી નાંખું છું એ સમજવાની તને જરૂર નથી. બહેન, હું પાષાણ હૃદયની નહિ. તેથી પણ વધુ કઠણ હૃદયની છું. મારા શુષ્ક અને કઠીન હૃદયમાં તાર

જેવી રસિકતા અને માર્દવતા નથી એ સત્ય છે અને તે નથી એ પણ સારૂં છે.

( આયશા પોતાના અંતરમાં રસિકતા અને માર્દવતા નથી એમ કહેતી પણ તે વેળા એના અંતઃકરણમાં એ અસહ્ય યાતના સહન કરી રહી હતી, કેટલીકવાર પછી તે બોલી. )

**આયશા**—"બહેન. રહેવા દે, હવે એ વાત. ઘણીવાર થઇ આપણે એની એ વાત ચૂંથ્યા કરી છે રાજપુત્રની મુક્તતાની આજ્ઞા હવે અલ્પકાળમાંજ મળશે. હવે તું નચિંત રહે."

**ત્રિલોતમા**—જ્યારે તને યુવરાજની મુક્તતા માટે કંઇ શંકા નથી તો હવે હુ પણ કાળજી કરીશ નહિ.

( આયશા તિલોત્તમાનું સૌંદર્યજડિત વદન થોડીકવાર જોઈ રહી, તે તેને ગળે વળગી ગદ્દગદ્દ કંઠે બોલી. )

**આયશા**—વ્હાલી બહેન, હવે આપણો પુનઃ મેળાપ થશે નહિ. મારા બંધુ નવાબ ઉસ્માનખાનનો યુદ્ધમાં પરાભવ થયો છે. મહારાજા અહિં આવ્યા પછી મને મુક્ત કરવાની કૃપા કરશે તો હું મારા ભાઈ પાસે ઓડિસામાં જઈશ. મારા બંધુનો જો કે આ યુદ્ધમાં પરાજય થયો છે અને તેણે મોગલ સમ્રાટ અકબરનું માંડલિકત્વ સ્વીકાર્યું છે છતાં તેથી મોગલો અને પઠાણો વચ્ચે મિત્રાચારી બંધાઇ લડાઈ તદ્દન બંધ પડશે એમ માનવાનું નથી. લડાઇ ચાલુજ રહેશે—

પઠાણો કદિ શાંત બેસી શકવાના નથી અને તે સાથે સમૃદ્ધ મોગલો તેમને જડ મૂળથી ઉખેડયા સિવાય રહેવાના નથી એ પણ હું માનું છું. વ્હાલી બહેન, પઠાણોના નાશ સાથ આ હતભાગી આયષાનું પણ નામ નિશાન રહેશે નહિ. હું મૃત્યુ પામ્યા પછી મારા મરણની ખબર પણ તને પહોંચશે કે કેમ તે શંકાસ્પદ છે તેથી કહું છું બહેન-મારી વ્હાલી ત્રિલોત્તમા આ આપણું અંતીમ મીલન છે.

( ત્રિલોત્તમા ગમ્ભીર થઇ તે કરૂણ સારે બોલી:—)

**ત્રિલોત્તમા**—" આમ શું બોલે છે, પ્રિય સખી ? આવી અશુભ વાત શા માટે કરે છે ? હું તારી સાથ સર્વદા રહીશ, તને સુખ દુ:ખની વાત કરી હૃદય હલકું કરીશ, સંકટમાં તારી સહાય લઇશ અને સુખ સમયમા તારી સાથ આનંદનો લ્હાવો લઇશ એવી હું આશા રાખું છું. બહેન, તું શાં માટે મારાથી દૂર ચાલી જાય છે ? શા માટે મારી સઘળી આશાઓ અને ઇચ્છાઓ પર પાણી ફેરવે છે ?-"

**આયશા**—માણસોની આશા અને મહેચ્છા દાબી દેવામાં આવે તે જ યોગ્ય છે. મેં મારા હૃદયને સંયમી બનાવ્યું છે એટલે મને ગમે તેવી સ્થિતિમાં દુ:ખનું ભાન થતુ નથી. અને તું પણ વગર કારણે દુ:ખી થઇશ નહિ એવી મારી ઇચ્છા છે.

( પોતે ગમે તેટલું કહેશે-ગમે તેમ સમજાવશે તો પણ નવાબ

જાદી પોતાના નિશ્ચયને છોડવા તૈયાર થવાની નથી એ જોઇ ત્રિલોત્તમાનું કોમલ હૃદય બહુ દુઃખી થયું. )

દુર્ગેશનંદિની અને આયશા વચ્ચે વાત ચીત ચાલતી હતી એટલામાં એક દાસીએ આવી ત્રિલોતમાને કહ્યું: )

**દાસી**—" મહારાણી યુવરાજીને બોલાવે છે."

( ત્રિલોત્તમા નવાબજાદી પાસેથી ઉઠી ઉભી થઇ બોલી ! )

**ત્રિલોત્તમા**—" હવે હું વધુવાર બોલી શકતી નથી. મહારાણીની કૃપાથી આટલો વખત સુધી તારી સાથ સુખદુઃખની વાત કરવાનો જે પ્રસંગ મળ્યો તેથી મને કેટલો સંતોષ થાય છે તે મારૂંજ મન જાણે છે બહેન, આ ભેટથી મારો હેતુ પૂર્ણ થઇ મને અત્યંત આનંદ થશે એવું હું પહેલા ધારતી હતી; પણ તેવું કંઇ થયું નહિ. તું અહિંથી ચાલી જાય તે પહેલા હું તને એકવાર મલીશ, તે વેળા, હું આશા રાખું છું કે, તારા અંતઃકરણની વિષાદપૂર્ણ સ્થિતિમાં પરિવર્તન થઇ તું મને સંતોષ ઉપજે, તારૂં આયુષ્ય સુખમાં જાય એવું કરવા તૈયાર થશે. હૃદયમાં એવું પરિવર્તન થાય તો સારૂં. બહેન આયશા ! હું જાઉં છું—

( ત્રિલોત્તમા સાથ આયેશા પણ બારણા સુધી ગઇ. ત્રિલોત્તમાને તેણે કહ્યું: )

**આયશા**—" બહેન, અહિંથી હું ચાલી જાઉં તે પહેલા તું મને મળશે:

તો તેથી મને બહુ આનંદ ઉત્પન્ન થશે; પણ આ જન્મમાં હવે મારા હૃદયમાં કંઇ પરિવર્તન થશે એવી આશા રાખીશ નહિ. હું પરમાત્મા પાસે પ્રાર્થના કરૂ છું કે તે તને હંમેશ સુખ અને આનંદમાં રાખે. ઠીક–જા હવે મહારાણીને મારા પ્રણામ કહેજે."

( બંને જાય છે. )

---

# અંક બીજો.

---

## પ્રવેશ ૯ મો.

**સ્થળ**—માનસિંહનું અંતઃપુર.

**પાત્ર**—માનસિંહ આયશા અને ઉર્મીલાદેવી.

**માનસિંહ**—પુત્રી આયશા આટલા દીવસ તને જે દુઃખ આપ્યું તેને માટે મને બહુજ ખેદ થાય છે આજથી તું સ્વતંત્ર છે મેં તને રાજકિય ઉદ્દેશને માટે અહિંયા રાખી હતી તે મારો સંકલ્પ આજે પૂર્ણ થયો છે તેથી હુંજ તારી પાસે આવી તને મુક્ત કરવાની ખબર આપવાનો હતો. પણ ઉર્મીલાદેવીએ તારી મુલાકાતની ઇચ્છા પ્રદર્શિત કરવાથી તને અહિં આવવાની તસ્દી આપવી પડી છે.

**આયશા**—મહારાણી સાહેબે મારી સ્મૃતિ કરી તેથી મને આનંદ થાય છે. આપે મારી આટલી વ્હેલી મુક્તતા કરી તે માટે આપની પણ હું અત્યંત આભારી છું.

**માનસિંહ**—હવે તું કયાં જશે?

**આયશા**—દીલ્હી,

**માનસિંહ**—હવે ઘણું કરી તું દીલ્હીમાં જ રહેશે.

**આયશા**—મહારાજા આમ શા હેતુથી બોલો છો?

**માનસિંહ**—દીલ્હીના ઘણા ઉમરાવો તથા બાદશાહી સગાઓ તને ઓળખે છે એ હું જાણું છું. શહેનશાહ પોતે પણ તને ઓળખે છે. અને મોગલો સાથ તારા પૂર્વજોનો સારો સંબંધ હોવાથી મને તેમ લાગે છે.

**આયશા**—આટલાથીજ હું દીલ્હી રહીશ એમ મહારાજા માને છે કે?

**માનસિંહ**—એ એકજ કારણ નથી. હવે અખિલ ભારત વર્ષમાંથી પઠાણોની સત્તા નષ્ટ થઇ છે. ઓડિસાના નવાબ સાથ તું રહેતી

હતી પણ હવે તેઓ એશ્વર્યવાન તથા કીર્તિવાન રહ્યા નથી. તેથી આવા લોકો સાથ તું ન રહે તેજ ઠીક એવું મને લાગેછે.

(આયશા કેટલીકવાર પછી બોલી:)

**આયશા**—મહારાજનું કહેવું સાંભળી પઠાણો સાથનો સ્નેહ સંબંધ ન તોડવો એજ હું મારૂં પરમ કર્તવ્ય સમજુંછું. જેણે આ

ગરિબ અનાથ બાલાનું પ્રતિપાલન કર્યું, ન્હાનપણથી જેમણે મારૂં લાલનપાલન કર્યું, જેમણે મને પોતાના કૃપાછત્ર નીચે રાખી, મારાપર અપાર સ્નેહ બતાવ્યો, જેઓએ મારા આનંદમાં આનંદ અને મારા શોકમાં શોક માન્યો તેઓ આજે સંકટમાં પડયા છે અને દુર્ભાગ્યવશાત્ અવનતિને શરણે થયા છે તેથી તેમને છોડી દઇ, આવે પ્રસંગે તેમની સાથ બેવફાઈ બતાવવી એના કરતાં અક્ષમ્ય કૃતઘ્નતા દુનિયામાં બીજી કઇ હશે ? તેમને તેમની અવનતિના દિવસોમાં તેમની પાસે રહી યથાશક્તિ સહાય કરવાનુંજ મારૂં પરમ કર્તવ્ય છે.

( આ ઉત્તરથી માનસિંહ નિરૂત્તર થયો. તેને શું બોલવું તે સુઝયું નહિ. પતિનો આવો પરાજય ઉર્મીલા જોઇ શકી નહિ. તેણે આયશાને કહ્યું. )

**ઉર્મીલાદેવી**—બાળે, તને હવે મોગલો ને પઠાણો સાથ શું સંબંધ રહ્યો છે? તારે કોઇ પાસે જવાની જરૂર નથી. હવે તું અમારી થઇ છે. તેથી અમારી પાસેજ રહે.

**આયશા**—મહારાણી, આપનો મારાપર અનંત સ્નેહ છે. તેથી હું હંમેશાં અહિં રહું એવી તમને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. પરંતુ આ વેળા મારા મનમાં જુદાજ તરંગો તોફાન કરે છે. તેથી મારૂં હૃદય મને અહિં રહેવાની સલાહ આપતું નથી.

**ઉર્મીલાદેવી**—તું આવા પડતીના વખતમાં પઠાણો સાથે રહેવામાં તારૂં કર્ત્તવ્ય સમજે છે છતાં તું ઓડિસા ન જતાં દિલ્લી જવા કેમ તૈયાર થઇ છે ?

( આયેષા લાચારીથી બોલી.)

**આયશા**—કુમાર જગત્‌સિંહની મુક્તતા માટે પ્રયત્ન કરવા.

શેહેનશાહની સમક્ષ જઈ ખરી હકીકત રોશન કરવાથી યુવરાજ કુમાર જગતસિંહની મુક્તતા માટે જે મને ઉમેદ છે તેમાં અવશ્ય યશ પ્રાપ્ત થવાની મને આશા છે.

( માનસિંહને પણ લાગ્યું કે તેમ થવું અસંભવીત નથી. તે બોલ્યો: )

**માનસિંહ**—જેને રાજ્ય તરફથી રાજકીય અપરાધ માટે સજા થઈ છે તેને સહાય કરી તું પણ રાજદ્રોહી બને છે. તું સ્ત્રી હોવાથી આજ પહેલાં તેં કરેલા અપરાધ માટે તને ક્ષમા આપુંછું પણ જો હજુ પણ તું એવા ગુન્હા કરી જશે તો હું તને શી રીતે ક્ષમા કરૂં ? તું આવી નાહકની ખટપટમાં ન પડ. નહિ તો મને ના ઇલાજ થઈ તને સજા કરવાની ફરજ પડશે.

**આયશા**—મહારાજાને મને સજા કરવાનો પૂર્ણ અધિકાર છે. પણ તેઓ મને કદિ પણ સજા કરવાના નથી એમ મારૂં હૃદય સાક્ષી પૂરે છે.

**માનસિંહ**—એટલે ?

**આયશા**—પોતાનું ભલું કરનારને આ જગતમાં કોઇપણ સજા કરતું નથી.

માનસિંહ—તું મારી શક્તિ જાણે છે, આયશા! રાજદંડને પાત્ર થયેલા ગુન્હેગારને તું મદદ કરે છે. આવી સ્થિતિમાં મોગલ સમ્રાટનો આ વફાદાર નોકર તને પોતાની હિતૈષીની શી રીતે માની શકે?

આયશા—મહારાજ, આપ હમણાં જેવું બોલોછો તેવુંજ તમારૂં અંતઃકરણ કઠીન છે કે? આપે આખા જગતને-ખાસ કરી શહેનશાહ અકબરને આપની રાજનિષ્ઠા, આપની ન્યાયપ્રિયતા અને આપની સ્વામીભક્તિ બતાવવા માટે એક સાધારણ અપરાધ માટે આપના પુત્રને ભયંકર સજા કરી છે એમ તમને નથી લાગતું કે? કુમાર મુક્ત થાય તે વિષે તમે રાત દહાડો ચિંતા નથી કરતા કે? કુમારની સજા રદ થાય તો આપને આનંદ ન થાય કે? તેમની કીર્તિનો ડંકો દશેદિશાએ વાગે તો તેથી તમને અભિમાન ઉત્પન્ન નહિ થશે કે? જ્યારે આમ છે તો જે પોતાની મરજીથી એ કામ કરવા તૈયાર થઇ તેને શું આપ આપની હિતૈષિની નથી માનતા?

(મહારાજા અત્યંત વિસ્મીત થયા. પોતાનો મનોભાવ આયશા સમજી જવાથી તેને માટે તેમના મનમાં માન ઉત્પન્ન થયું. તથાપિ પોતાના ગાંભિર્યનો ત્યાગ ન કરતાં તે બોલ્યા:)

માનસિંહ—તું જે કામ કરવા માગે છે તે ભૂલભર્યું છે કે નહિ. તેનો નિર્ણય કરવાની આ વેળા જરૂર નથી. તું મારાપર ઉપકાર કરવા માટેજ આ કામ કરવા તૈયાર છે એવું પણ કંઇ

નથી. તું તારા સ્વાર્થ માટે, રાજ્ય વ્યવસ્થામાં માથું મારી રાજ્ય વિરૂદ્ધ આચરણ કરે છે તેથી શું તું શિક્ષાને પાત્ર નથી કરતી ?

**આયશા**—તેમ પણ કદિ કરી શકે. હું મારા સ્વાર્થ માટે કુમારને મુક્ત કરવાનો પ્રયત્ન કરૂં છું, પણ મહારાજ, કુમારની મુક્તતા થવાથી મને એકલીનેજ આનંદ થશે કે? આપને તેથી બિલકૂલ આનંદ થશેજ નહિ કે? જો કે એમાં મારો સ્વાર્થ છે તો પણ મારા સ્વાર્થમાં આપનું હિત સમાયેલું છે તેથીજ હું કહુંછું કે, મને સજા કરવાનો વિચારજ આપના મનમાં આવશે નહિ અને કદિ આવશે તો આપનું અંતઃકરણ આપને તે વિચારનો અમલ કરવા દેશે નહિ.

( આ વેળા બીજીવાર મહારાજા બોલવામાં પાછા પડયા. મહારાણી ઉર્મીલા વચમાંજ બોલી: )

**ઉર્મીલાદેવી**—તારા જેવી ગુણવતી બાલાને હું કદિ જવા દઇશ નહિ તને હું પુત્રવધુ બનાવી દઇશ.

**( આયશા સ્તબ્ધ થઇ ગઇ. તેના મુખપર રતાશ આવી. તેણે શરમથી નીચું જોયું. )**

**ઉર્મીલા બોલી:**

તું મુસલમાનની કન્યા છે તેથી અમને કંઇ વિધિ નિષેધ નડવાનો નથી. મહારાજાએ પહેલાથીજ મુસલમાનો સાથ કન્યા વ્યવહાર રાખ્યો છે.

( આયેશા હજુ નીચુંજ જોઇ રહી હતી. )

**ઉર્મીલાદેવી**—"આયેશા બોલતી કેમ નથી? તારૂં રૂપ, ગુણ અને બુદ્ધિ અતુલનીય છે, તને જે પોતાની સમજે છે તે ખર સુખી છે. મારાથી એ સુખની આશા છોડાશે નહિજ, મારી આશાનો નાશ ન કરીશ. આયેશા."

**આયશા**—આપ મારા પર અત્યંત પ્રેમ રાખો છો અને હું પણ આપની દાસીજ છું. પરંતુ—

( આયેશા ચૂપ રહી. )

**ઉર્મીલાદેવી**—" પરંતુ શું બહેન ?"

**આયશા**—માતુશ્રી, આપ જે અધિકાર મને આપવા ચાહો છો તેને ઉપભોગ કરવાને હું તદ્દન નાલાયક છું.

**ઉર્મીલાદેવી**—દિલ્હી જવા અગાઉ તું કુમાર જગતસિંહને મળવ માગે છે ? હું હવે તેને મળવાની તને રજા આપું છું.

**આયશા**—એવા મોહમાં પડવું સારૂં નથી. એમને મળવાની હવે કશી આવશ્યક્તા જણાતી નથી. આપ કૃપા કરી હવે મને રજા આપો. સ્હવારેજ પટના છોડવાનો મારો વિચાર છે. તેથી મુસાફરીની મારે ઘણી તૈયારી કરવાની છે.

**ઉર્મીલાદેવી**—નહિ. આજે તો તું અહિંજ રહે. ત્રિલોત્તમા તને મળવા માગે છે માટે ત્યાં જા. આજની રાત તેની મરજી પ્રમાણે તેની પાસેજ સૂઈ રહે.

( મહારાજાને પ્રણામ કરી આયશા ત્રિલોતમાના મહાલ તરફ જવા માટે ઉઠી ઉર્મીલાદેવી તેનો જમણો હાથ પોતાના ડાબા હાથે પકડી ત્યાંથી તેને લઇ ગઇ.

( લાવણ્ય અને સૌંદર્યની અદ્ભૂત શોભાથી દીપતી આયશાને જતી જોઇ મહારાજા માનસિંહ મનમાંજ બોલ્યા. )

**માનસિંહ**—અહા ! કેવી દેવી બાલિકા ? કેવું એનું સાહસ ! કેવી તિક્ષ્ણ બુદ્ધિ અને કેટલી ચાલાકી ? કોમલતા, સરલતા મધુરતા—અહા એ સર્વનું એનામાં મધુર મીલન છે ! એ બાળા જે ભાગ્યશાળીની પત્ની થશે તે ખરેજ સુખી ગણાશે. વિધાતા ! આ રમણીરત્ન મારા કુલને શોભાવશે કે ? "ખરેખર, આયશા ! તું દિવ્યાંગના છે !—

# અંક બીજો.

---

## પ્રવેશ ૧૦ મો.

**સ્થળ**—તદનલાલનું ઘર.

**પાત્ર**—તદનલાલ, તફડાવગીર.

**તફડાવગીર**—કેમ તદનલાલ ભાઇ! મહાબળેશ્વરની મોજ મોટર-કારમાં કરાવવાને માટે તમે કહેતા હતા તેનું શું થયું? ખાલી તાડાપોરના તડાકાજ મારો છો કે?

**તદનલાલ**—અરે! ભાઈ તફડાવગીર! તું શું સમજે? સેવકનો ઘા કદી પણ ખાલી ગયો છે? ગયો નથી અને જશે પણ નહિં. મેં તને કહ્યું હતું ત્યારથી હું તેજ મનસુબો કરતો હતો તેવામાં રાજા બહાદુર મોતીલાલ મેન્સનવાળા બગીચામાં એક મૂર્ખો મને મળી ગયો; તેણે કહ્યું કે મહાબલેશ્વરના બંગલાપર એક 'પાર્ટીને' વીસ હજાર રૂપીઆ જોઇએ છે; મેં વિચાર કર્યો કે આ ફુલ ઠીક છે; જેથી તેને વીસ હજાર રૂપીઆ આઠ આનાની તેરીખે મેં ધીરવા હા પાડી અને તેની સાથે ઠરાવ કીધો કે બંગલો જોવા માટે અમોને મહાબળેશ્વર ધણીના ખર્ચે લઇ જવા; જો ઇસ્ટેટ મને પસંદ પડશે તો નાણા ધીરવામાં મને કોઈ જાતનો વાંધો નથી.

**તફડાવગીર**—ભાઇ પછી શું થયું?

**તદનલાલ**—પછી શું થાય? તે કહે કે વાથરનાં સ્ટેશનેથી મોટરકાર કરીને જઇએ; એટલે મેં ધસીને સાફ ના પાડી; કે અમે કાંઇ તેવા અથડાતા કુટાતા આવીએ નહિં; જો મુંબાઇથીજ મોટરકારની જોગવાઇ થાય તો આવીએ, બિચારા ગરજવાનને કાંઇ અક્કલ હોય નહિં. તેને તરતજ ત્રણસો રૂપીઆ ભાડાના ઠરાવી આપણે માટે મોટરકાર તૈયાર રખાવી છે.

( દલાલ પ્રવેશ કરે છે. )

**દલાલ**—તદનલાલશેઠ! મહાબળેશ્વર જવાને માટે મોટર તૈયાર છે અને મોટરવાળો કહે છે કે મોટર તૈયાર કરી કયી જગ્યાએ અને કેટલા વાગે લાઉં? માટે આપની સગવડ હોય તે પ્રમાણે જવાબ આપો.

**તદનલાલ**—તફડાવગીર ભાઇ! તમે પણ સાથે પધારશો તો મહેરબાની થશે, કારણ કે પૈસા જેવી ચીજ પેટના દીકરાને પણ અપાતી નથી તો મહાબળેરના બંગલાપર પૈસા ધીરવા માટે માલ બરાબર છે કે કેમ તેની ખચીતજ પૂરી તપાસ કરવી જોઇએ. માટે તમારા જેવો હોંશીયાર માણસ સાથે હોય તો વધારે ઠીક પડે.

**તફડાવગીર**—ભલે ભાઈ! જ્યારે તમારો આગ્રહ છે તો તમોને કંઇ ના કહી શકાય તેવું છે? પૈસા જેવી ચીજ ધીરધાર કરતા

બધી વાતનો વિચાર કરવો જોઇએ. આવતી કાલે સવારના પાંચ વાગતામાં રવાના થઇએ તો બપોરના પહોંચી જવાય માટે સવારનોજ વખત અનુકુળ આવશે.

**દલાલ**—બહુ સારૂં શેઠ! તમારો સેવક મોટર લઇને સવારના અહિંઆ હાજર થશે.

**તદનલાલ**—ઠીક છે ત્યારે! અત્યારે પધારો; સવારના મોટર તથા બંગલાના માલેકને તેડીને વ્હેલા આવજો અને મમ્માદેવી ઉપર ઘીની મીઠાઇ વેચાય છે તેની એક ટોપલી તથા ફરસાન અને અમીચંદ ગોવીંદજીનો હલવો તથા થોડું ક્રાફર્ડ 'મારકીટ'માંથી ફ્રુટ પણ લેતા આવજો; કારણ કે રસ્તામાં હોય તો ઠીક પડે.

( દલાલ જાય છે. )

**તફડાવગીર**—તદનલાલ ભાઇ! મોટરમાં મહાબળેશ્વર જવું એ કાંઇ સાધારણ રહેલ કહેવાય નહિં માટે શેઠાણીને પણ સાથે લઇએ તો સારૂ.

( શેઠાણી પ્રવેશ કરે છે. )

**શેઠાણી**—કેમ તફડાવગીર ભાઈ! તમે તથા અમારા શેઠ શું વિચારમાં છો? હજારોને હરાવ્યા, લાખોને લૂટયા, રાંડીરાંડોને રોવડાવી, અને ધર્માદાના માલથી રાતામાતા થવામાં બાકી નથી રાખ્યું. આજે વળી, કોઇ બકરાને રેંસવાનો વિચાર કર્યો હોય તેવું દેખાય છે; કારણ કે અમારા શેઠ ત્યારેજ આનંદમાં આવે છે કે કોઇ ગરીબ ગરબુ તેની જાળમાં ફસાયું હોય.

**તફડાવગીર**—ભાભી ! તેવું કાંઈ નથી; આતો એક સાધારણ નદિ જેવી મોજ કરવાની બાબત છે. મારો વિચાર મહાબળેશ્વર જવાનો થયો એટલે તદનલાલ ભાઇએ પોતાની બુદ્ધિ અને ચારિત્રના બળથી મહાબળેશ્વરની મોજ માટે પારકે પૈસે પરમાનંદ જેવી ખૂબી વાપરીને ગોઠવણ કરી આપી.

**શેઠાણી**—મહાબળેશ્વરની મોજ કાંઇ પાંચ પચાસ રૂપીએ થતી નથી તેને બદલે તદન મફત અને પારકે પૈસે આ ગોઠવણ કેવી રીતે થઇ ?

**તફડાવગીર**—ભાભી ! તમે ઘણાજ નસીબદાર છો કે તમારૂં ચોકઠું મુંબઇના પ્રદર્શનમાં મૂકવા જેવા બુદ્ધિવાળા અને ખૂબીવાળા પોતાના પ્રાક્રમોને માટે ન્યાત જાતમાં, કોર્ટ દરબારમાં અને દેશમાં પણ પંકાએલા મારા તદનલાલભાઈ સાથે પરમેશ્વરે ગોઠવ્યું છે. તેઓએ કોઈ પણ દિવસે એક ફૂટીબદામ પણ ખરચવી નહિં અને મોજ બધી જાતની કરવી અને વળી પારકે પૈસે કરવી એવી પ્રતિજ્ઞાજ કરેલી છે; એમની એજ ખૂબી છે. બધી તદનમાં એટલે મફતમાંજ મોજ કરે તેવા છે. એક દલાલને વાત કરી કે મહાબળેરમાં કોઈ બંગલો વેચવો હોય તો લેવો છે અને માર્ગેજ નાણું જોઇતું હોય તો પણ આપશું આવી વાતો કરવાથી એક ગરજવાન બકરો પૈસા લેવાને આવ્યો તેના ખરચે, હિસાબે, અને જોખમે મુંબઈથી મહાબળેશ્વર મોટરકારમાં મોજ મારવાનું ઘીની જલેબી, દહીથરાં, લાડુ અને અમીચંદ ગોવીંદજીના હલવાની પણ ગોઠવણ કરેલી

છે. કહો ભાભી! મારા ભાઇ કેટલા ઉસ્તાદ?

**શેઠાણી**—એ ઉસ્તાદીમાં આગ લગાડો; ગરીબોના ગળા કાપવા, પારકે પૈસે મઝા કરવી, પાછળથી તેનું કામ કરવું નહિં આવા પ્રપંચ કરી ગરીબોના હૃદયના ધગધગતા અંગારા જેવા શ્રાપ લેવા એ શું માણસનું કામ છે?

**તદનલાલ**—માણસનું નહિ તો શું ત્યારે એ દેવતાઓનું કામ છે?

**શેઠાણી**—નહિ, નહિ, માણસોનું નહિ, દેવતાઓનું નહિ પણ એ રાક્ષસો અને સેતાનોનું કામ છે. બીચારા ગરીબ માણસ પૈસાની તંગીને માટે જ્યારે પોતાના પ્રાણ કરતાં પણ પ્યારી વસ્તુઓની જામીનગીરી ઉપર પૈસા કાઢવા નીકળે તેવા ગરજવાન અને દુઃખી માણસની દયા ખાવાને બદલે તેમની મુંઝવણનો લાભ લઇ મઝા કરવી એ મઝા માણસાઇથી દૂર અને હરામીપણાથી ભરપૂર છે.

**તદનલાલ**—બાઇ સાહેબ! તમે ઘરમાં પધારો, તમને તો ધર્મની દયાની અને ભગવાનની બીકની ઘેલછા લાગી છે, અમે તો આવા મૂર્ખાઓની હંમેશા રાહ જોયા કરીએ છીએ. તમારે પણ અમારી સાથે કાલે મહાબળેશ્વર આવવાનું છે માટે મારી અને તમારી સઘળી તૈયારીઓ કરી રાખજો.

**શેઠાણી**—તમારી ને મારી તૈયારી તો એક દિવસ મરીનલાઇન્સની સામે નાનાશંકર શેઠની વાડીમાં થવાની છે; બાકી કયે દહાડે મુંબઇના શ્રીમંતોની સ્થિતિમાં આપણે રહેલા છીએ? નાના છોક-

રાંઓના મરણના ચોથીઆના જમણનું ભોજન કરવું! લોકોની મોટર ગાડીઓ ભીખ માગીને નાતમાં જવું, હરામનું અને પૂરા નોતરા વગરનું જમણ જમવું, ચોરબજારની ચીજો વાપરવી, માગેલી ચીજો હજમ કરી જવી આ તમારો ધંધો છે અને આવીજ તમારી તૈયારી છે. તમારા હલકા કૃત્યોથી નાત જાત અને જગત બધું હવે તો ત્રાહ ત્રાહ પોકારી રહ્યું છે. ભગવાનનો ભય રાખો અને આ બિચારા ગરીબ બકરાને કાપી નાંખવાનો વિચાર માંડી વાળો.

**તદ્દનલાલ**—તારો ઉપદેશ મારે નથી સાંભળવો, શું હું આટલી બધી યુક્તિ કરી, હાથમાં આવેલો શિકાર છટકવા દઉં કે? હું તો મોટરમાં મહાબળેશ્વરમાં જવાનો, જવાનો ને જવાનો. તફડાવગીર ભાઇ! તમે તમારે ઘેર જઇને તૈયારી રાખજો. હું મોટરકાર તમારા ઘર તરફ લેવડાવીશ

( તફડાવગીર જાય છે. )



# અંક બીજો.

—— :o: ——

## પ્રવેશ ૧૧ મો.

**સ્થળ**—મહા નદીનો કિનારો.

**પાત્ર**—ઉસમાનખાન અને આયશા વિગેરે.

**ઉસ્માનખાન**—આ કટક શહેરની પવિત્ર ભૂમી જેના ઉપર મારા પૂર્વજો જન્મ પામ્યા અને તેમનો પવિત્ર આત્મા યશશ્રીપણે દેહ વિલયને પણ પામ્યો, અનેક બનાવોથી અતિ પ્રસિદ્ધ થયેલું આ નગર કે જેની શિલ્પ વિદ્યા આખા જગતમાં પૂર્ણ તારિફ સહિત મશહુર છે, જેનો સૌંદર્યતા અને સમૃદ્ધિ અદ્વિતિય ગણાય છે અને ઐતિહાસીક બનાવોની રણભૂમિ તરિકે પણ જે શહેરની નામના છે, જેની બાજુએથી મહાનદી તારો નિર્મળ અને ધીમો પ્રવાહ મધુર અવાજની ધ્વનિ સાથે રાત દિવસ વહન કરે છે, જેના કિનારા ઉપર અનેક નૌકાઓ વિસામો લે છે કોઇ નૌકામાં મનુષ્ય બેસે છે કોઇમાંથી ઉતરે છે અને એ સુંદર સરિતા તારા ત્રટ ઉપરની વૃક્ષલતામાં કોઇ કોઇવાર વિરહી જીવોનું મિલન થાય છે અને કોઇ કોઇવાર તેવા પ્રેમી જોડાં વિયોગના દુઃખની શરૂઆત કરે છે, આ શહેરનો હું રાજ-

કર્તા ગણાઊં છું પરંતુ હું રાજકર્તા શાનો ? યુદ્ધમાં પરાભવ થયો, મોગલનું શરણુ લીધું એટલે હવે હું રાજા શાનો હવે તો હું મોગલોનો માંડલિક છું. ખંડિયા રાજાનું જીવન એ શું જીવન છે ? ખંડિયા તરિકેનું જીવન ક્ષાત્ર તેજ વિનાના પુરૂષનેજ પસંદ પડે પરંતુ કિસમતના સિતારા વિનાનો આ વંશ નકામો છે. હાય મારા બધાજ પાસા હાલ અવળાજ પડે છે ! યુદ્ધમાં પરાભવ, આયશા તરફની નિરાશા જ્યાં ભાવિ વિધાતાનું હૃદયજ ઉરમાન માટે દયાહિન ત્યાં બુદ્ધિ સાહસ અને વિરતા શું કરી શકે છે ? આયશા નૌકામાં બેસી વિદાય થયાના સમાચાર પ્રમાણે આજે તેની નૌકા આવવીજ જોઇએ સાંજ થવા આવી છતાં તે પણ નથી આવતી ? હાય હાય ! હૃદયદેવી ! વિશ્વમોહિની શું તારી હોડી વિઘ્નમાં તો નથી આવી ? હાય હાય ! પ્રાણેશ્વરી જો તાહારો દેહ જગતમાંથી દુર થશે તો પછી આ પાપી આત્માનું અહિં શું કામ છે? મારી પ્રિય આયશા શું આ મહાનદી તને ગળી જશે ? આવો આવો કોઇ આવો મારી આયશાના નૌકાના દર્શન કરાવો ઉસમાંન ઉસમાંન ચાલ તાહારૂં જીવન નકામું છે તાહારૂં કિસમત કદિ પણુ યારી આપવાનું નથી માટે મહાનદીમાં સમાધી કરૂં ( નદીના જળ તરફ દોડે છે ત્યાં નૌકાઓ આવતી જણાય છે. )

આવી ! આ આવી મારી પરમપ્રિયે આવી તો ખરી ! આયશા આયશા સારી પેઠે છોને ? તાહારી તબિયત તદન સારી છે ને ( હાથ ઊંચા કરી બુમ મારવા લાગ્યો ) અરે ! આ

નૌકા નજીક આવે છે પણ પાણીમાં ડુબતી ડુબતી આવે છે અરે કિનારે આવતા પહેલાં તો જરૂર હોડી ડુબી જશે (એ-કદમ દોડતો નદીમાં પડી તરતો તરતો નૌકા પાસે ગયો.)

**આયશા**—ઉસમાન આ શું કરે છે ? પાણીમાં આમ આટલે દુર આવવાનું કારણ શું ? મારી વિનંતી સાંભળ અને તું કિ-નારે જા.

**ઉસમાન**—(તરતા તરતા બોલ્યો) જો સાંભળ તારી નૌકાને તળિએ કંઇ ભાગતુટ થયેલી જણાય છે. જોતજોતામાં નૌકા ડુબી જશે માટે તું આવ મને વળગી પડ જો તને બચાવી શકાશે તોજ હું કિનારાનું મ્હોં જોઇશ; નહીં તો તારી સાથે આ જલ પ્રવાહમાં સદાની સમાધી કરીશ. (નૌકા એકા એક ડુબી ગઈ આયશા ખાનને વળગી પડી ખાંન અને આયશા બન્ને ડુબ્યા પણ પાછા ઉપર આવ્યા. બીજી નૌકા મદદે આવી અને બન્નેને ઉપાડી લીધા; કિનારે આવી આસના વાસના મળી બન્ને શુદ્ધિમાં આવ્યા.)

**આયશા**—ઉસ્માન આ એક નકામા અને દુ:ખકારક જીવ માટે તેં તારો પ્રાણ આ પ્રમાણે ગુમાવા જેવું સાહસ કર્યું તેમાં શું ડાહપણ ?

**ઉસમાન**—આયશા તે વિચાર અત્યારે કરવાનો નથી. અત્યારે તો આપણો બચાવ થયો તેને માટે શુક્ર ગુજારી આનંદજ કર-

વાનો છે. તારો અને મારો પ્રાણ એકજ છે પ્રભુએ તેને બે શરિરમાં વહેંચી નાંખ્યો તેમાં મારો શું દોષ ? ચાલ, હવે મહેલ તરફ જઇએ.

( બન્ને જાય છે. )

---

# અંક બીજો.

---

## પ્રવેશ ૧૨ મો.

**સ્થળ**—તદનલાલનુ ઘર.

**પાત્ર**—તદનલાલ તથા તેમના પત્ની.

**તદનલાલ**—અલી સાંભળેછ કે.

**શેઠાંણી**—શું સંભળાવો છો ? કેમ કોઇ સપાટામાં આવ્યો છે કે ?

**તદનલાલ**—હવે તેમાં તે નવાઇની શું વાત કહી. એતો અમારૂં મુખ્ય બીઝનેસ છે આતો પેલો મતલાલ પુરો પાંચ લાખનો ધણી નથી તેની વાત,

**શેઠાંણી**—પણ શું વાત. પારકા નાણા, પારકા ખરચે અને પેટમાં

મારા શેઠને દુઃખે એવુંજ છે ને?

**તદનલાલ**--તારે તો કોઇ દહાડો સાંભળવુંજ નહી અને સામે ને સામેજ બોલવું મારૂં પાનું તારા જેવી કાશીની પંડિતા સાથે ક્યાંથી પડ્યું? મતલાલ શેઠે આજ હિરા લીધા રૂપીઆ ચાલીશ હજારની ઉઠાડી મહીને રૂપીયા બસોની વ્યાજ ખાધ પડશે. બોલો હવે એ બેઉકુફનો સરદાર નહીં તો શું?

**શેઠાણી**--તેમાં બેઉકુફાઇ શેની છે? ઇશ્વરે આપેલી લક્ષ્મીનો એતો સદુપયોગ છે. નાણા પ્રભુ પાસે માગીને લીધા અને પછી તેનો ઉપયોગ ન કીધો તો તે નાણા કાંમના શું? તમે પણ કરાવો. કોઇનું જોઇને તો શીખો.

**તદનલાલ**--શું મને પણ તેના જેવો કૃતનીયો થવાની સલાહ આપે છે કે? એ કદિ બને તેવું નથી.

**શેઠાણી**--એતો કબિર કહિ ગયા છે કે તમારા જેવા નાપાક ના લાયક અને જગતને માથે જીવતા દોજક સમાન માણસની બાઇડીના નશીબમાં હિરાના હાર નજ હોય એ તો મમતલાલ જેવા વિલાસી અને લક્ષ્મીને લાત મ.રી ભોગ ભોગવનારની બાઇડીથીજ પેહેરાય હાય હાય આ તમારી કથા કોને કહું. આ ધનમાં ક્યારે અંગાર લાગશે અરે આ તમારૂં ધન કોણ ખાશે? બીજાઓ પોતાને પૈસે સુખ ભોગવે છે એ જેનાથી જોઇ શકાતું નથી એવાનો પૈસો જેના હાથમાં જશે તે વાપરી કેમ

શકશે ? શેઠ જીવતા તો તમે જમ સમાન લક્ષ્મી સાચવો છો પણ મને લાગે છે કે મુવા પછી પણ સર્પ થઈ સુખે ખાવા નહીંજ દ્યો.

**તદનલાલ**—ચાલ દોટડાહી નહીં થા; હું કાંઈ એથી સાડાછ દોઢીઆ પણ ખરચીને તને લટકો કરાવું તેવો નથી.

**શેઠાણી**—તમારા સાડાછ દોઢીઆમાં આગ લગાડો; કયા સુકૃત્યના પૈસા છે કે તમે વાપરી શકો ? પણ પારકી નિંદા હવે મુકી દ્યો; મમતલાલની મોટરમાં તેના ભિખારીની માફક રખડો છો, તેના ખુશામતીઆ ખવાસની માફક તેની સાથે સાથે ફરોછો, ગાડીમાં ગડદી હોય તો એક હલકા માણસની માફક સાંમે બેસીને પણ તેની સાથે જાઓ છો અને પાછળ તેની નિંદા કરોછો બહુજ શરમ ભરેલી રીત છે.

**તદનલાલ**—એમાં ખુશામતીઆ શેના ? એ તો એની બેવકુફાઇનો લાભ લઇએ છીએ લાભ.

**શેઠાણી**—તમારે મનને મનાવવું હોય તેમ મનાવો: તમે એને બેવકુફ માનો છો એ તમને ભિખારી માને છે અને એમ સમજે છે કે આ બિચારો ખરચ કરીને તો મોજ કરે તેવો નથી તો ભલે એક આપણા આશ્રિતની માફક લાભ લે સમજયા ? જેના નાણા ખરચાય તેજ શેઠ કહેવાય; તમારા જેવા હરામખાઉ તો આશ્રીત યાને મમતલાલના ખાતખાઉમાં ગણાય

છે પણ તમને તેમાં ક્યાં વાંધો છે ?

તદનલાલ—પણ તું કહેવા શું માગે છે ?

શેઠાણી—એજ કે મને હાર અપાવો અને મોટર વસાવો.

તદનલાલ—બીજે જન્મ વખતે કોઈ આવા ફુડાઉને શોધીને પરણી લેજે અને ભલી થઇને બીજે જન્મે મળીશ માં મોટર જોઇએ ને હાર જોઇએ ! હું તો નહિં જ વ્યાજ ખાધ પાડું કે મોટરનો ખર્ચ ઘાલું.

શેઠાણી—બાંધો તારે છાતીએ, ખાનાર પીનાર તો પ્રભુનું નામ છે.

તદનલાલ—પ્રભુ કૃપાળુ છે એવો મોટો ખરચ મારી પાસે કરાવે તેવો નાલાયક નથી છોકરાની આપદા થોડી છે ? તેને નવરાવવા ધોવરાવવા રાતના ઉજાગરા કરવા હિંચકા નાંખવા અને માંદે સાજે વૈદ્ય દાકતરની ઓશિયાળ કરવી વળી બાળવૈદ્યને ત્યાં જવું પડે અને તે તો રોકડા પૈસા માગે, વળી છોકરાં માટે નોકર રાખવો પડે ભણાવાના ખરચ કરવા પડે, વળી ઓછામાં પુરૂં વેશવાળ કરવા, પરણાવવા, અરે પૈસાનો તો ધુમાડોજ થાય ! તું બહુ ડાહી છે કે છોકરા જણતી નથી. આ ખાતે હું તો ત્હારો આભાર માનુંછું પણ ભલી થઇને હાર કે મોટર માગીશમાં હો.

શેઠાણી—હાર તો મારે જોઇશેજ, નહીંતો હું મ્હારે પિયર જતી રહીશ.

**તદનલાલ**—અરે એમ કોણ બીહે છે? એમાં તો મને લાભ છે ઘર ચલાવવાનો બધો ખરચજ ત્હારે લીધે છે નહીં તો હું તો મીઠાઇ મેવો ભોઇવાડામાંથી સાંજ સવાર પડીકા આ મંગાવીને ચલાવી લઉં માટે દમ મારવો નહિં પિયર જવું હોય તો ચાલવા માંડો. રાતના નવને પીસ્તાલીસે કોલાબેથી મેલ ઉપડે છે.

**શેઠાણી**—બહુ સારૂ ડાહાપણ ઢોળાઈ જાય છે બેશરમ અને એક જ ઇંદ્રીનું જ્ઞાન? પૈસા! તેને શું કરીએ. આવો હવે ખાઇ તો લ્યો.

**તદનલાલ**—તૈયાર તૈયાર! ત્હારનું ભુલી જાઇશ એટલે તૈયાર.

(જાય છે.)

---

# અંક બીજો.

---

## પ્રવેશ ૧૩ મો.

**સ્થળ**—આયશાનું શયનગૃહ.

**પાત્ર**—આયશા અને ઉસ્માન.

**આયશા**—પાકપરવર દિગાર તારી ગતિ અકળ છે તેનો પાર

કોણ લાવી શકયું છે? હું જેને ચાહું છું તે પોતાનો પ્યાર બીજાને આપી ચુકયા છે। મેં મ્હારો પ્યાર તેને આપ્યો છે અને મ્હારા પ્યારની યાચના ઉસ્માન જેવા નવાબને છે ને તેને મળનાર નથી. મને જેના પ્યારની યાચના છે તે મને મળનાર નથી. ખલકના ખાવિંદ આ ચમત્કાર ભરેલા પ્રવેશ જગતના નાટકમાં શા માટે ગોઠવ્યા છે?

**ઉસ્માન**—( પ્રવેશ કરીને ) આયશા સરિતાના તોફાન પછી હવે તબીએત કેમ છે?

**આયશા**—ઠીક છે ઉસ્માન અંદર આવ.

**ઉસ્માન**—નહીં હું અહિંજ ઠીક છું. તું એકલી કેમ બેઠી છે વારૂ? હું હમણા નથી આવતો પછી આવીશ.

( પોતે એકલી છે તેથી ખાન આવતા અચકાય છે એ વાત આયશા સમજી ગઇ. તેણે બારણા પાસે જઈ ખાનને કહ્યું:)

ઉસ્માન, અંદર આવ. મારે તારી સાથ ઘણી વાત કરવાની છે.

( ઉસ્માન અંદર ગયો. આયશા બોલી. )

**આયશા**—ઉભો કેમ રહ્યો છે? અહિં બેસ.

( ત્યાં આયશાના એક પલંગ સિવાય બેસવા માટે બીજું કંઈ આસન ન્હોતું તેથી તે પલંગ પર બેસવા આયેશાએ તેને કહ્યું: )

ઉસ્માન—આયેશા, તુંજ બેસ. મને ઉભા રહેવાની ટેવ છે. તારે જે કહેવું હોય તે કહે. હું ઉભો ઉભો સાંભળીશ.

આયશા—આટલું બધું પારકાપણું મારી સાથે રાખવાની કંઇ જરૂર નથી. ઉસ્માન, તારે મારી આગળ આટલા શરમાવાનું કંઈ પ્રયોજન નથી. મારૂં માન રાખ-અહિં બેસ.

( નાછૂટકે ખાન પલંગની એક બાજુપર બેઠો આયેશા પણ તેજ પલંગપર બેઠી તે જોઇ તે અત્યંત આશ્ચર્ય પામ્યો.)

આયશા—હું આટલા દિવસ તને છોડી દૂર રહેવાથી અને અહિં આવ્યા પછી પણ માંદગીને બીછાને પટકાવાથી તારી સાથે વાત કરવાનો મને આજસુધી પ્રસંગ મળ્યો ન્હોતો. હું નવાબી મહાલમાંની એક સાધારણ સ્ત્રીછું. તારા હુકમ પ્રમાણે ચાલવું એ મહાલમાંની બીજી સ્ત્રીઓ માફક મારૂં પણ કર્તવ્ય છે. આમ હોવા છતાં તેથી વિરૂદ્ધ વર્તન કરી મેં મહાન્ અપરાધ કર્યો છે. ઉસ્માન, આ અપરાધ માટે હું તારી પાસે ક્ષમાની યાચના કરૂંછું. શું તું મારા અપરાધોની ક્ષમા આપીશ કે? ઉસ્માન, મારી આ યાચનાનો તું અનાદર તો નહિ કરશેને?

**ઉસ્માનખાન**—આયશા ! તું ક્ષમાની યાચના શામાટે કરે છે ? હું તારાપર સ્વપ્નમાં પણ ક્રોધિત થાઉં એ શું તને સંભવિત લાગે છે? તું કૃપા કરી પુનઃ અમારી પાસે આવી તેથી અમને અમારો ગયેલો જીવ પાછો આવ્યો હોય એવું લાગે છે. તેં કદિ પણ કોઇનો અપરાધ કર્યો હોય એમ હું જાણતો નથી. મને સ્વપ્નમાં પણ તેં કંઇ ભૂલ કરી છે એવો વિચાર આવતો નથી. પછી આયેશા ! શામાટે તું મારી પાસે ક્ષમાની યાચના કરે છે ?

**આયશા**—ભાઇ, મારી ગેરહાજરીમાં પઠાણો જે કાળચક્રના ભોગ થઇ પડયા તેથી મને દુઃખ થાયછે.

**ઉસ્માન**—"આપણું નસિબ ફર્યું છે એમાં કંઇ સંશય નથી. આ પરાભવથી હું સહેજ પણ ગભરાયો નથી એમ મારાથી કહી શકાતું નથી. મને લાગે છે કે, અમારી અવનતિનું જો કોઇ કારણ હોય તો મોગલો કરતાં તુંજ તેમાં વધુ કારણભૂત થઇ છે. ઉસ્માનના પક્ષની શક્તિ તુંજ છે. તેના હૃદયની હિમ્મત અને સાહસ તારે લીધે છે. તારે લીધેજ તેના પગમાં પાણી છે, અને તેને કંઇ કામ કરવાની ત્યારેજ સ્ફૂર્તિ આવે છે કે જ્યારે તું તેની પાસે હોય છે. પણ આયશા, તું મને–આ હતભાગીને છોડી ગઇ–તે સાથેજ મારૂં સર્વ શૌર્ય ધૈર્ય ઉત્સાહ અને શક્તિ પણ ખસડતી ગઇ. આવી સ્થિતિમાં જે થવું જોઇએ તે થયું. જે થયું તે ઠીકજ થયું. હવે તે માટે વિલાપ કરવામાં શું સાર ?–

(આયશા દુઃખ પૂર્ણ સ્વરે, એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલીઃ)

**આયશા**—વિનાશકાલે વિપરિત બુદ્ધિ! જે થવાનું તે થઇ ગયુ. પણ હવે તેનો કંઇજ ઉપાય નથી કે?

**ઉસ્માનખાન**—ઉપાય એક નહિં પણ સેંકડો છે પણ તે સઘળા તારાજ હાથમાં છે. તું અહિંયા રહી એટલે નવાબી મહાલની ઉન્નતિ થઇ સમજ. તું જ્યાંસુધી અમારી ઉન્નતિ ઇચ્છે ત્યાં સુધી અમારી અવનતિ કરવાની શક્તિજ કોઇનામાં નથી.

**આયશા**—ભાઇ ઉસ્માન, તું આમ પારકા પ્રમાણે શું બોલે છે! તારા સુખ દુઃખપર આયશાના સુખ દુઃખનું અવલંબન છે એ શું આજે તને કહેવાની જરૂર છે?

**ઉસ્માનખાન**—એ હું જાણુંછું તેથીજ હું આજ સુધી જીવતો રહ્યોછું. પણ હવે મને એકવાર કહેવા દે કે, તું મારી આટલી હિતચિંતક હોવા છતાં મારી વિપદાવસ્થામાં મારો ત્યાગ કરી શામાટે ચાલી ગઇ? આયશા! આવા દુર્દિનોમાં મને અસહાય છોડી તું શું કામ કરવા ઓડિસા છોડી ગઇ હતી?

(કેટલીકવાર આયશા વિચારમાં પડી. પછી તે બોલી.)

**આયશા**—જેને મારા જીવનની સઘળી વાતની ખબર છે તેનાથી એ વાત ગુપ્ત રાખવી મને યોગ્ય લાગતી નથી. હું તને તે

કહી દઇશ. એ વાત સાંભળી તને દુઃખ તો થશે પણ કહ્યા વિના છૂટકો નથી. હું અત્યંત લાચાર છું. જો એમ નહોત તો એ ગુપ્ત વાત તને કહી દુઃખી કરવા તૈયાર ન થાત ઉસ્માન, હું રાજપુત્ર જગતસિંહને કેદમાંથી છોડાવવાની ખટ-પટ કરવા પટના ગઇ હતી. અને ત્યાંથી મને આગ્રા જવાની ફરજ પડી હતી. ઉસ્માન, હું શામાટે અને કયાં ગઇ હતી તે મેં તને કહ્યું.—

**ઉસ્માન**—એ વાતની તો મને ખબર છે. ખરેખર, કુમાર જગતસિંહ અત્યંત ભાગ્યશાળી પુરૂષ છે. તારા અંતઃકરણને તેણે પોતા તરફ પૂર્ણપણે આકર્ષી લીધું છે, એ વાત પણ મને ખબર નથી એમ નથી. તારા હૃદયનો તે સ્વામી બન્યો છે તેથી તું તેની મુક્તતા માટે ચિંતા કરી તેને સુખી કરવાનો પ્રયત્ન કરવા ગઇ તેમાં મને કંઇ ગેરવ્યાજબી લાગતું નથી. વળી આ કામ કરી તેં મારા પર એક રીતે ઉપકારજ કર્યોછે.

**આયશા**—ઉપકાર કેવો, ઉસ્માન?

**ઉસ્માનખાન**—મેં જગતસિંહને મારે હાથે મારી નાખવાની પ્રતિજ્ઞા કરી છે. તેનો પ્રાણ લેવા માટેજ મારો પ્રાણ ટકી રહ્યો છે તે જો જીવન પર્યંત કારાગૃહમાંજ રહેત તો મારી પ્રતિજ્ઞા મારા મનમાંજ રહી જાત. તે પૂર્ણ થવાનો મને પ્રસંગજ મળવા પામત નહિ. પણ તારા પ્રયત્નથી તેને જો મુક્તતા મળી હશે તો બહુ દિવસથી મારા મનમાં રહેલી મારી ઇચ્છા તૃપ્ત કરવાની

મને તક મળશે. અને આ કારણથી તેને કેદખાનામાંથી છોડાવવાનો પ્રયત્ન કરવામાં પણ તેં મારાપર ઉપકાર કર્યો હોય એવું મને લાગે છે.

( આયશા અત્યંત દુઃખ પામી તેના સુંદર વદન પર વિષાદની ગંભીર છાયા પ્રસરી ગઈ. તેણે પોતાનું મ્હોં ફેરવી નાખ્યાથી તેનાં નેત્રોમાંથી ટપકતાં અશ્રુઓ ખાનની દૃષ્ટિએ પડતાં ન્હોતાં. )

**ઉસ્માન**—આયશા, સ્તબ્ધ કેમ થઈ ગઇ ? તું બોલતી કેમ નથી ? મારા બોલવાથી તને ખરાબ લાગ્યું કે, આયેશા ?

**આયશા**—નહિ.

**ઉસ્માન**—ત્યારે વિચાર શાનો કરેછે ?

**આયશા**—વિચાર મારા નસીબનો—પરમેશ્વરે મારા જેવી હતભાગીને શું જોઇને જન્મ આપ્યો હશે ? ભાઇ, હું શા માટે આ જગતમાં જન્મી હોઇશ ? આ જગતમાં આવવા પછી મારે હાથે કોઇનું પણ ભલું થયું નહિ. મારાથી કોઇને માટે કંઇજ થયું નહિ. પહેલાથીજ આ અભાગણી માટે બોલાચાલી, કજીયો કંકાસ અને લડાઈ થવા પામી. ઉસ્માન ! તારા જેવા ઉચ્ચ વિચારના નરરત્નને પણ આ અભાગણી કેટલી ત્રાસ રૂપ થઇ પડી છે ?

**ઉસ્માન**—આ પ્રમાણે હજારો વર્ષો સુધી કદિ એવા અગ્નિમાં બળવું પડશે તો હું કદિ પણ પાછો હઠવાનો નથી. મેં સર્વ પ્રકારના સંકટો સહન કરવા આ અંતઃકરણને વજ્ર જેવું કઠણ બનાવી મૂક્યું છે. આયશા, એવા વિરહાગ્નિમાં બળવામાં પણ મને કેવું સુખ મળે છે તે તને શું કહું ? એ આનંદ પણ અદ્વિતીયજ છે ? જો એમાં આનંદ ન હોત તો એ અગ્નિને બૂઝાવી નાખવાનો પ્રયત્ન કર્યો હોત ! પણ નહિ. એમાં પણ મને આનંદ મળે છે. અને તેથીજ આ હૃદયમાં ભડભડ ચીતા બળવા છતાં પણ હું જીવી રહ્યોછું. જો આ પ્રેમયંત્રણામાં સુખ ન હોત તો તારી વિસ્મૃતિ કરવાનો પ્રયત્ન કરત; તથા તું મારી દૃષ્ટિએ ન પડે તેટલા માટે આ નવાબી મહાલનો પણ ત્યાગ કરી જાત. તારા હૃદયમાં આ હતભાગીને સ્થાન મલવાની લેશ માત્ર આશા નથી છતાં પણ હું તારા પ્રેમને મારા હૃદયમાં પોષી રહ્યોછું તે શા માટે ? તું મારો કદિ પણ સ્વીકાર કરવાની નથી એ માટે મારી ખાત્રી થઇ ચૂકેલી હોવા છતાં હું તને ભૂલી શકતો નથી એનું કારણ શું ? આયશા એનું કારણ એજ કે, મારો તારા પરનો પ્રેમ નિઃસ્વાર્થ છે. મારા હૃદયમાં મેં તને સ્થાન આપ્યું, મેં તને અંતઃકરણ પૂર્વક ચાહી એટલે હવે તું મને ચાહે અથવા ન ચાહે-છતાં તને ચાહવી એજ મારૂં તો પરમ કર્તવ્ય હું માનુંછું.

**આયશા**—ભાઇ ઉસ્માન, તારૂં આખું જીવન આવા દુઃખમાંજ પસાર થાય એવો વિધાતાનો દૃઢ નિશ્ચય જણાય છે. તારા જેવા પ્રેમાલ સ્વભાવના, ઉદાર અંતઃકરણના અને ઉચ્ચ વિચારના ઉર રત્નને આ અભાગણીને લીધે દુઃખી થવું પડે છે. ઉસ્માન,

મારે માટે આ અભાગણીને લીધે તને આટલું આટલું દુઃખ સહન કરવું પડે છે, એ દુઃખનો મારા મરણથી અંત આવત. ભાઇ, તેં મને શામાટે નદીમાં ડૂબી જતી બચાવી?

**ઉસ્માન**—આયશા, આ કેવો વિચિત્ર સવાલ? પ્રેમ એટલે શું તે તું જાણે છેજ. મહબ્બત અથવા પ્રીતિ કોને કહે છે તે તને સમજાવવાની કશી જરૂર છેજ નહિ. આયશા! હું તને એક પ્રશ્ન પૂછું તેનો જવાબ આપ જોઉં? તુંજ કહે. રાજકુમાર કેદ થવાની ખબર મલતાજ તું તારૂં ભાન કેમ ગુમાવી બેઠી? એ ખબર મળતાં પઠાણોની અવનત દશામાં તેમને છોડી દઇ રાજકુમારની મુકતતા માટે પ્રયત્ન કરવા તું કેમ દોડી ગઇ? જ્યારે તારાથી પ્રિયજનને કારાગૃહમાં પડેલો જોવાયો નહિ તો હું મારી પ્રિય આયશાને મારી નજર સામે મૃત્યુને શરણ થતી શી રીતે જોઇ શકું?

**આયશા**—ભાઇ, હું તને ખોળો પાથરી વિનંતી કરૂં છું કે તું તારી આ અભાગણી માટેની પ્રેમભાવના નષ્ટ કરી નાખ, તું વીર છે-સમરપ્રિય છે-શત્રુને તારા શૂરત્વથી તું ચકિત કરી શકે એમ છે—તેથી તારે તો હિમ્મત ધરી, તારૂં ગયેલું રાજ્ય પાછું મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. ઇશ્વરે તને અપાર સામર્થ્ય બક્ષ્યું છે. તું અદ્ભુત સાહસિક છે. તું ધારશે તો અલ્પકાળમાં તારી નષ્ટ થયેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરી શકશે. ભાઇ, જેને સુખી થવાના અનેક માર્ગો છે. જેને વૈભવવિલાસ ભોગવવાના અનેક સાધનો છે અને ઐશ્વર્યશાલી

નરરત્નને સુકીર્તિ પ્રાપ્ત કરવાના અનેક પ્રસંગો છે તે મારા જેવી એક ક્ષુદ્ર સ્રી માટે પોતાના જીવનમાં ઝેર રેડી બેસે એ શું યોગ્ય કહેવાય કે ? ભાઈ, તારા અમૂલ્ય જીવનને નાહક શુષ્ક ના બનાવી દે. આ અભાગણી આયશાને તારા હૃદયમાંથી દૂર કર—મારે લીધે તું તારા જીવનના લ્હાવાને તિલાંજલી ન આપ —

**ઉસ્માન**—આયશા, તારા કહ્યા પહેલાજ મેં મારા હૃદયની ઘણી આશાઓને મારી મુકી છે. મેં મારી વૃત્તિઓને એટલી બધી તાબે કરી છે કે તે સાંભળી તું દંગજ થઇ જઇશ. તારી સાથ આ જન્મમાં મારૂં કદી પણ પ્રેમમીલન થશે નહિ એ જાણ્યા છતાં પણ મ રો પ્રાણ હજુ આ શરીરનો ત્યાગ કરી ગયો નથી. તેં તારૂં હૃદય બીજાને અર્પણ કર્યું છે, તું સર્વ પ્રકારે બીજાની–પારકી થઇ ચૂકી છે, તે સાંભળ્યા છતાં પણ હજુ આ હૃદયના ટૂકડા થતા નથી. તું એકવાર પણ પ્રેમ દૃષ્ટિ એ આ અભાગીઆ તરફ જોતી નથી. તારી પ્રેમમય દૃષ્ટિને આ અધમ સહેજ પણ પાત્ર નથી એ જાણવા છતાં પણ મારૂં હૃદય ચીરાઇને છીન્નભીન્ન થઈ ગયું નહિ. તારી પ્રાપ્તિની આશા નષ્ટ થયા પછી મને આ જગત્ નિઃસાર લાગવું જોઇતું હતું પણ તેમ ન થતાં હજુ પણ મને યુદ્ધના જયપરાજયથી સુખદુઃખનો અનુભવ થાય છે. આયશા, મારૂં હૃદય એટલું બધું કઠીન્ થઈ ગયું છે કે, તેની કલ્પના પણ તને આવી શકશે નહિ, તું મને સંગ્રામક્ષેત્રમાં જઈ યુદ્ધ કરવાનું કહે છે, આશાના સમુદ્રમાં વિહાર કરવાનો ઉપદેશ કરે

છે, ગયેલું રાજ્ય પુનઃ મેળવવા માટેનો પ્રયત્ન કર એમ કહી પ્રોત્સાહન આપે છે, વૈભવવિલાસના મનોહર ઉદ્યાનમાં પ્રવેશ કરવાની સલાહ આપે છે, એ તારી સર્વ સૂચનાઓમાંથી ફક્ત સંગ્રામક્ષેત્રમાં જઇ યુદ્ધ કરવાની એકજ સૂચના પ્રમાણે વર્ત-વાનું છે. હવે તેમ કર્યા શિવાય છૂટકો પણ નથી. ફક્ત એજ મારૂં કર્ત્તવ્ય છે અને આવી સ્થિતિમાં મારે એક કરવાનું છે પણ આયશા, મારી તારી પાસે એકજ પ્રાર્થના છે. હું સર્વ પ્રકારે મનોનિગ્રહ કરી શકું છું પણ એક બાબતમાં હું તદ્દન નિર્બલ છું. તું મને ન મળે—તારૂં મારૂં પ્રેમમીલન ન થાય તેથી મને દુઃખ થતું નથી; તું કોઇની થઇ તેની મને પરવા નથી મારા વૈભવવિલાસની ખાખ થઇ ગઇ તેની પણ મને દરકાર નથી–પણ આયશા, તારૂં સુંદર મુખકમલ ફક્ત જોવાની આશા અને ઇચ્છા હું નષ્ટ કરી શકતો નથી. તારા મધુર અધરપર નૃત્ય કરતું હાસ્ય નીહાળવાનો મોહ મારાથી ત્યજી શકાતો નથી. તારા પૂર્ણ ચંદ્ર સમાન સુંદર મુખમાંથી નીકળતું મધુર ભાષણ શ્રવણ કરવાની લાલસા હું છોડી શકતો નથી. જે મહાલમાં તું રહે છે, જ્યાં તું તારૂં આયુષ્ય ગાળે છે ત્યાં રહેવાની મારી ઇચ્છા હજુ પૂર્ણ થઇ નથી. હજુ પણ મને લાગે છે કે તારા સુખદુઃખમાં ભાગીદાર થવાનો મને હક છે. આયશા, આ સિવાયની સર્વ આશાનો મેં ત્યાગ કર્યો છે એ સિવાય કોઇ પણ પ્રકારની ઇચ્છા આ શુષ્ક હૃદયમાં રહી નથી. ફક્ત તારૂં દર્શન આયશા ! ઉસ્માન તારા શશીવદનના દર્શનનોજ ભૂખ્યો છે. આયશા ! મારી આશા તને અયોગ્ય

લાગે છે કે? આયેશા! તું મારી એટલી આશા તૃપ્ત કરી બળતાં હૃદયને શાંત કરવાની ઉદારતા બતાવશે કે?

**આયશા**—ઉસ્માન, હવે હું હમેશ તારી સાથેજ રહીશ, "તારૂં સુખદુઃખ તેજ મારૂં સુખદુઃખ–અને તારી ઉન્નતિ અવનતિ તેજ મારી ઉન્નતિ અવનતિ! ભાઇ, આપણા વિવાહ થાય એવી વિધાતાની ઇચ્છા નથી. ફક્ત એટલુંજ. એ સિવાય હું તારી જીંદગી સુધીની મિત્ર બની રહીશ. આપણા લગ્ન થાય એ બીના તો તદ્દન અસંભવિતજ છે પણ ભાઇ, આપણે ક્ષણિક વિષય વાસનાના ભૂખ્યા નથી. તારો પ્રેમ કેવો છે તે હું બરાબર જાણું છું. તારા હૃદયમાં વિકારની ઝાંખી છાયા પણ નથી એ વિષે મારી ખાત્રી છે. ભાઇ તારો મારાપર દૈવી પ્રેમ છે. અને તેથી પતિ પત્નિના બાહ્ય સંબંધથી નહિ જોડાવા છતાં આપણે પરસ્પર પ્રેમ રાખી શકીશું—એક બીજાના સુખદુઃખના જીવનપર્યંત ભાગીદાર બનીશું અને વિશુદ્ધ, નિઃસ્વાર્થ દૈવી પ્રેમની મીઠી મઝા ચાખી આ જન્મ સફળ કરીશું. ભાઇ, આજથી હું તારી જીવનસખી થાઉં છું. તારે માટે ગમે તેવું ભયંકર સાહસ માથે ઉપાડવા હું તૈયાર થઇશ. તને તારા પ્રત્યેક કામમાં સહાય કરવામાં હું સહેજ પણ પાછી પાની કરીશ નહિં. તને સહાય કરવા માટે હું સદા ઉત્સુક રહીશ. ભાઇ, હવે આપણે આપણા શેષ આયુષ્યનો આપણું ગયેલું રાજ્ય પાછું મેળવવામાં ઉપયોગ કરીશું.

( આ ભાષણ સાંભળતાં નવાબના મુખાકાશપર આનંદની છટા છવાઇ રહી. તે ઉત્સાહથી બોલ્યો.)

**ઉસ્માન**—આયશા વ્હાલી આયશા, આજે તું મારા સુખનો અવધિ કરી નાખે છે. તારૂં ભાષણ સાંભળી મને અનિર્વચનીય આનંદ થયો છે. હવે કંઇજ જોઇતું નથી. મારા સુખ અને દુઃખમાં આયશા, મારી સહચારી થઇ છે, મારા ભલા બૂરામાં તે પોતાનું ભલું બૂરૂં સમજે છે અને મારા દરેક કામમાં તે મને સહાય કરવા તૈયાર છે એના કરતાં આ ઉસ્માનખાન માટે વધારે આનંદનો પ્રસંગ શું હોઇ શકે? હું એ સિવાય બીજું કંઇજ માગતો નથી. આયશા, તારૂં પવિત્ર દર્શન, તારી અમૃતપૂર્ણ વાણીની મીઠાશ, તારા હૃદયનું અપૂર્વ પ્રોત્સાહન :અને તારી નિષ્કામ મીઠી નજર-બસ એટલુંજ આ ઉસ્માનની જીંદગીમાં નવીન ચેતન આણી મૂકશે.

**આયશા**—ભાઇ, આપણો પરાજય થયો છે મોગલોએ આપણું રાજ્ય જીતી લીધું છે તે પુનઃ કેમ મેળવવું તે માટે મને ઘણીજ ચિંતા થાય છે"

**ઉસ્માન**—હવે ચિંતા કરવાની કંઇજ જરૂર નથી આયશા! હવે, જ્યારે તું મારી પ્રોત્સાહક દેવી બની છે, તો કોઇની તાકાત નથી કે મારી સામે ઉભા રહી શકે રણસંગ્રામમાં મારૂ સમર ચાપલ્ય જોઇ હવે દુશ્મનો દાંતમાં આંગળાં પકડશે. આયશા. તારૂં પ્રોત્સાહન-તારા મીઠા-મધુર-અમૃતપૂર્ણ શબ્દોનું દૈવી-પ્રોત્સાહન આ ઉસ્માનખાનના હૃદયમાં અપાર વીરત્વ ઉત્પન્ન

કરે છે. બસ, હવે ચિંતાનું લેશમાત્ર પ્રયોજન નથી. તું મારી આશાદેવી–મારી પ્રોત્સાહક દેવી થઇ છે એજ બતાવે છે કે હવે વિજય મારોજ છે—

( ખાનનું ભાષણ હજુ પૂરૂં થયું ન્હોતું એટલામાં બહારથી કાશ્મીરી બેગમે બુમ મારી. )—

"આયશા, ઔષધ લેવાનો વખત થયો."

**આયશા**—મા–અંદર આવ. હવે ઔષધની આવશ્યકતા જણાતી નથી–"

( કાશ્મીરી બેગમ અંદર આવતા સાથ ખાન અને આયશા ઉભય પલંગપરથી ઉઠયા. બેગમને ઉભયના મુખપર પ્રસન્નતા છવાયેલી જોઇ અપાર આનંદ થયો. તે તેમની પ્રસન્નતાનો અર્થ કંઇ જૂદોજ સમજી. અને તેથી ચાલી ગઇ આયશા તથા ઉસ્માન પણ પાછળ ગયા. )

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—પટનાનું જેલખાનું.

**પાત્ર**—જગતસિંહ જેલના દરોગા અને પાછળથી છુટકારાનો હુકમ.

**જગતસિંહ**—આ લોખંડી જંજીરનો ત્રાસ મને લેશમાત્ર નથી લાગતો પરંતુ મને ભૂતકાળના સ્વપ્ના આવે છે. શું મને આ કારાગૃહમાંથી મુક્ત થવાનો આ જીવનમાં કદિ પણ પ્રસંગ આવશે જ નહિ, શું બહારની શુદ્ધ હવામાં સ્વચ્છંદતા પૂર્વક મહાલવાનો લાભ મને કદિ મળશે જ નહિ, શું મારી સઘળી આશા-ઉત્સાહ અને ઉમેદનો આ અંધારા કેદખાનામાં જ અંત આવશે, શું વ્હાલી તિલોત્તમાને આ હૃદય સાથ ચાંપવાની અમૂલ્ય ઘડી આ હતભાગીના નસીબમાં હવે લખાઈ નથી, અરે આયશાદેવી તને પણ હું કેમ વિસારૂં?

"જે પુરૂષને આવી હિતૈષીની મળી છે, જેને આવી સહૃદય અને દિલદાર સહાયિકા મળી છે તેને ધન્ય છે. આયશાને જે માનવ હૃદયની સમજે છે તે તેને અન્યાય કરે છે એમાં કંઈજ સંશય

નથી. સ્વર્ગમાં પણ એના જેવું ઉદાર હૃદય મળવું મુશ્કેલ હશે! આયષા દેવી છે, દિવ્ય ગુણોની ખાણ છે—પણ હાય! તે દેવી—મારી તે પરમ હિતૈષીની—પોતાનું હૃદય આ અપાત્ર જગત્સિંહને અર્પણ કરી ચીરકાલ માટે દુઃખી બની છે. આજ અધમ તે સુરરમણીના ચીરકાલીન દુઃખમાં કારણ ભુત થયો છે. જો આ અધમ શરીર એ દેવીની દૃષ્ટિએ જ ન પડયું હોત તો તે આજે સર્વ સુખ વૈભવની ભોકતા બની હોત! એ અમૂલ્ય રત્નને કોઈ પ્રેમમુગ્ધ નરરત્ને પોતાનું કરી લીધું હોત! જો એમ થયું હોત તો આ કોમલ કુસુમ કલિની આવી સ્થિતિ ન થાત. તેને ચીરકાલ પર્યંત વિરહની પ્રખર ઝાળ સહેવી ન પડત—તેને અહોરાત્રિ કરમાવું ન પડત હાય! એ મધુર સૌગન્ધ્ય યુક્ત કુસુમકલિ પૂર્ણપણે વિકસિત થાત તો દશે દિશા એની સુગંધથી બહેકી રહેત—પણ નહિ. આ અભાગીને લીધે એ બિચારીની જીવન વેલપર ભયંકર પ્રહાર થવા પામ્યો. હાય! એક હતભાગી પળે એ પોતાનું હૃદય મને અર્પણ કરી બેઠી અને સુખ મેળવવા જતાં ચીરકાળ દુઃખનો ભોગ થઈ પડી. પણ હવે એનો ઇલાજ નથી. આ અકૃતજ્ઞ, અધમ હૃદય તે દેવબાલાના હૃદય સિંહાસનપર વિરાજવા યોગ્ય જ નથી. પરમપ્રિય વ્હાલી ત્રિલોત્તમા! હાય તે કોમલ કુસુમકલી હજી સુધી જીવંત હશે કે? શું વ્હાલી ત્રિલોત્તમાનું મધુર ગાન આ હતભાગી સાંભળવાને ભાગ્યશાળી થશે કે? અરેરે મારા વિરહમા ખરેખર તે જીવતી મરી ગઇ હશે. હા! દૈવ! તને મારા જીવનનો આવી રીતે નાશ કરવામાં આનંદ કેમ આવે છે? જો તારે મને જ મારી નાખવો હોય તો આયશા અને ત્રિલોત્તમાની હાજરીમાં, ગમે તેવી રીતે મારી નાખ. પણ આવી રીતે શા માટે રીબાવે છે? શા માટે મારા યુવાન જીવનની

સઘળી આશા અને ઉમેદો પર પાણી ફેરવે છે ? શા માટે મારી વ્હાલી ત્રિલોત્તમાની કોમલ દેહલતાને કરમાવી નાખે છે ?......મહારાજાએ કર્તવ્ય કર્મના પાલન વીરૂધ ગુન્હા માટે મને કેદમાં નાખ્યો છે–પણ શું તેમને મારા તરફ સહેજ પણ દયા આવતી નહિ હશે ? શું તેમના હૃદયમાંથી પોતાના પુત્ર તરફનો પ્રેમ તદ્દન જ નષ્ટ થઈ ગયો હશે ? મારી અનેક માતાઓ છે–તેમનો મારાપર અપાર પ્રેમ છે–તેમાંથી કોઇએ પણ શું મારી મુક્તતા માટે મહારાજાને વિનંતી નહિ કરી હોય ? પ્રભુ ! દયા કર–દયા કર મારાથી હવે આ કારમું સંકટ નથી સહન થતું.

આ લોખંડી બેડીનો મને ડર નથી. આ અંધારા કરાગૃહમાંના ઘોર અંધકારની મને પરવા નથી. પણ એક વાર–હા–એકવાર આ-ઘેથી પણ મને મારી હૃદય વિહારીણી ત્રિલોત્તમાના ચંદ્રવદનનું દર્શન કરવા દે.

( તેટલામાં જેલનો—દરવાજો ઉઘાડી જેલર દાખલ થઇ કુમારને પ્રણામ કરી બોલે છે. )

**જેલર**—નામદાર ! આપને શહેનશાહ તરફથી મુકત કરવામાં આ-વ્યા છે ! માટે આ રાજ્યકીય પોષાક ધારણ કરી સત્વર બહાર પધારો.

**જગતસિંહ**—તું કહે છે તે ખરૂં છે એ માટે કંઇ પ્રમાણ છે !

**જેલર**—" મારી પાસે તો કંઇ પ્રમાણ નથી પણ ખુદ શહેનશાહે આગ્રાથી મહારાજાને નામે આપને મુક્ત કરવાનું ફરમાન કર્યું છે. મહારાજાના ખાસ સૈનિકે આપને છોડી દેવાનો મને હુકમ કર્યો છે અને તેઓ આપના સ્વાગત માટે બહાર ઉભા છે."

**જગતસિંહ**—" તું કહે છે તે પર મને વિશ્વાસ નથી એમ હું કહેવા માગતો નથી. છતાં તેં આ કામ કાયદા પ્રમાણે કર્યું નથી. તારે મહારાજાનો આજ્ઞાપત્ર અથવા તેમની સહી સિક્કાનો હુકમ લાવવો જોઇતો હતો. જો તું એવો આજ્ઞાપત્ર લઇ આવશે તો તારા કહ્યા પ્રમાણે હું બહાર આવીશ."

**જેલર**—" યુવરાજે જે આજ્ઞા કરી તે બરાબર છે. અતિશય આનંદથી હું કાયદો ભૂલી ગયો હતો. હમણાં જ આપની આજ્ઞા પ્રમાણે આજ્ઞાપત્ર લઇ આવું છું."

**જગતસિંહ**—" સૈનિકોમાં જે નેતા હોય તેને જઇને કહે કે, મહારાજા કિંવા શહેનશાહનું આજ્ઞાપત્ર જોયા સિવાય કુમાર કારાગૃહમાંથી બહાર આવવાનું કદિ પણ કબુલ કરશે નહિ તેથી દરબારમાંથી તેવો હુકમ અત્રે આવવો જોઇએ જ્યાં સુધી એવો હુકમ આવશે નહિ ત્યાંસુધી મારા હાથ પગમાંની બેડી તોડવાનું તથા પોષાક બદલવાનું બીલકુલ કારણ નથી."

**જેલર**—કુમાર સાહેબ! આવે પ્રસંગે પણ આપની સ્થિરતા ભરેલું

બુદ્ધિબળ અને ધિરજ જોઇ હું વિસ્મય પામું છું અને લેખીત હુકમ લેવા જવા માટે રજા લઉં છું.

( જેલર મથુરાસિંહને લઈ પાછો આવે છે. )

**મથુરાસિંહ**—( પ્રણામ કરીને બોલ્યો ) યુવરાજ જે આજ્ઞાપત્ર બતાવી આપને હું પકડવા આવ્યો હતો તે વખતે મ્હારા દુઃખની સિમા હતી નહીં તેમજ આજે તેનાથી ઉલટો હુકમ બતલાવતા મ્હારા આનંદની પણ સીમા નથી અને તેથીજ હર્ષ ઘેલો બની જઇ હુકમ સાથે લાવવાનુ ભૂલી ગયો હતો, યુવરાજ આ દાસની ભૂલ માટે ક્ષમા આપશો તેવી આશા છે.

( મથુરાસિંહે આજ્ઞાપત્ર કુમારના હાથમાં મુકયો. )

**જગતસિંહ**—સિપાઇ મ્હારી બેડી તોડી નાંખ.

( સીપાઇએ આ વખતે ત્વરિત બેડી તોડી નાંખી. )

**મથુરાસિંહ**—યુવરાજ પાસેના બંગલામાં પધારો અને સ્નાન કરી આ પોષાકને ધારણ કરો.

( અત્રે જેલના દરવાજામાંથી બહાર નીકળ્યા. )

---

# અંક ૩ જો.



## પ્રવેશ ૨ જો.



**સ્થળ**—માનસિંહનો દરબાર.

**પાત્ર**—માનસિંહ—દરબારીઓ અને પાછળથી જગતસિંહ જગતસિંહને જે દરબારમાં જન્મ કેદની સજા થઇ હતી, જે દરબારમાં તેના હાથ પગમાં મહારાજા માનસિંહ સમક્ષ બેડી ઠોકાઇ હતી તેજ દરબારમાં આજે તેનું સન્માન કરવા અનેક સરદારો આતુર થઇ રહ્યા હતા. રાજવંશી પોષાકમાં કુમારે જ્યારે દરબારમાં પ્રવેશ કર્યો ત્યારે સર્વના આનંદનો પાર ન્હોતો. મહારાણા માનસિંહ તે દિવસ પ્રમાણે આજે પણ ઉચ્ચ આસનપર ગંભીર ભાવ ધારણ કરી બેઠા હતા તેમની બાજુમાં અમીર ઉમરાવો તથા રજપૂત સરદારો બેઠા હતા. સૈનિકો, રાજ સેવકો અને પ્રજાજનોથી દરબાર ખીચોખીચ થઇ ગયો હતો. હજુ પણ લોકોની ભીડ વધીજ જતી હતી. કુમાર જગતસિંહને જેઓએ રસ્તેથી જોયો હતો તેઓ પણ તેની પાછળ પાછળ દરબારમાં આવ્યા હતા.

કુમારે દરબારમાં પ્રવેશ કરતાં જ હજારો સભાજનોએ જય જયકાર કર્યો. )

દરબારીઓ—જય જય કુમાર જગતસિંહનો જય.

જગતસિંહ—બોલો બાદશાહ અકબરનો જય; જય જય મહારાજા માનસિંહનો જય.

( જય ઘોષ પૂર્ણ થતાં કુમાર સિંહાસન સમીપ નીચે ઉભો રહી મસ્તક નમાવી હાંકર જોડી બોલ્યો. )

જગતસિંહ— મહારાજાધિરાજ આપનો અપરાધી પુત્ર નમ્ર ભાવે પોતાના અપરાધ માટે મહારાજા પાસે ક્ષમાની યાચના કરે છે.

માનસિંહ—પુત્ર જગતસિંહ! ત્હારા સર્વ અપરાધો માટે ખુદ બાદશાહે માફી બક્ષેલી હોવાથી હવે મારી ક્ષમા ઇચ્છવાનું કંઇ પણ રેહેતું નથી.

દરબારીઓ—જય જય કુમાર જગતસિંહનો જય! મહારાજા માનસિંહનો જય; બાદશાહ અકબરનો જય.

જગતસિંહ—મહારાજા શાહેનશાહે ભલે મને મ્હારા અપરાધની ક્ષમા આપી મ્હારી સજા રદ કરી છે પરંતુ આપ મ્હારા પરંમ પૂજ્ય પિતા છો તેથી જ્યાં સુધી આપ પ્રસન્ન થઈ મને ક્ષમા આપો નહીં ત્યાંસુધી મ્હારૂં જીવન વ્યર્થ છે માટે જ આપનો અધમ પુત્ર આપની પાસે ક્ષમાની યાચના કરે છે.

**માનસિંહ**—કુમાર હું તને મ્હારા શુદ્ધ હૃદયથી ક્ષમા આપું છું અને આશિષ આપુ છું કે તું કર્ત્તવ્ય પરાયણ થઇ યશસ્વી જીવન ગુજારી શકે તેવું કિરતાર તરફથી મનોબળ અને શારિરીક બળ તને પ્રાપ્ત થાય.

**દરબારીઓ**—જય જય જય શહેનશાહ અકબરની જય! માનસિંહ મહારાજાની જય! યુવરાજ કુમાર જગતસિંહની જય.

( મહારાજાના ચરણને મસ્તક અડકારી બોલ્યો. )

**જગતસિંહ**—પિતાશ્રી આજે મ્હારૂં જીવન હું સફલ થએલું સમજુ છું. પિતૃ દેવતાને અસંતુષ્ટ કરવા કરતાં આ જગતમાં ન જીવવું એજ હું ઉત્તમ માનું છું. હું આજ સુધી જો કે જગતમાં જીવતો હતો ખરો: પણ મારૂં જીવન મને બહુ શરમ ભર્યું લાગવાથી મારૂં હૃદય મને અત્યંત ડંખતું હતું દયાળુ પિતાજી! મેં એક નહિ, બે નહિ; પણ અનેક અપરાધો કર્યા છે. તેમાંથી કયા કયા અપરાધોની મને ક્ષમા મળી છે અને કયા અપરાધની ક્ષમા નથી મળી તે હું જાણવાને આતુર છું.

**માનસિંહ**—"વ્હાલા પુત્ર, તારા પારિવારિક અને રાજનૈતિક એવા સર્વ પ્રકારના અપરાધોની ક્ષમા તને મળી ગઇ છે તેં આયશાના હૃદયમાં તારે માટે પ્રેમ ઉત્પન્ન કરવાનો કદિ પણ પ્રયત્ન કર્યો ન્હોતો એ વિષે મારી ખાત્રી થઇ ગઈ છે. અને એ વાત ખુદ નવાબ ઉસ્માનખાને મારી પાસે આવી મને

કહી છે. આથી તને એ માટે ગુનેહગાર ગણુવામાં મેં અન્યાય કર્યો હતો એમ મને લાગે છે."

જગતસિંહ—"બીજો પણ ગુન્હો મારા હાથે થયો છે ને, પીતાજી ?"

માનસિંહ—"હા—વીરેંદ્રસિંહની કન્યા સાથ તેં લગ્ન કરી નાખ્યા છે. તારા આ કૃત્યને હું બહુ મોટો અપરાધ ગણુતો હતો પણ તે મારી ભ્રાંતિ હતી. વીરેન્દ્રસિંહની કન્યા રૂપ અને ગુણુમાં અતુલનીય છે એ પણ મેં જાણ્યું છે. ત્રિલોત્તમા યથાર્થ રાજલક્ષ્મીનો અવતાર છે. તેથી તેની સાથ વિવાહ કરવાના તારા અપરાધની પણ મેં ક્ષમા આપી છે

તારા રાજકીય અપરાધની તો ખુદ શાહેનશાહ અકબરે જ માફી આપી છે એટલે તે માટે મારે કંઇજ કહેવાનું નથી. સારાંશ બાદશાહ અને મારા એમ ઉભયના મત પ્રમાણે તું પૂર્ણપણે નિર્દોષ પૂરવાર થયો છે.

દરબારીઓ—જય, યુવરાજ, જગતસિંહની જય!"

જગતસિંહ—"હવે મને શી આજ્ઞા છે ? મહારાજાની કૃપા તથા સંતોષની પ્રાપ્તિ માટે મારે હવે શું કામ કરવું જોઇએ ?"

( મહારાજા માનસિંહે એક સેનાપતિને કંઇ નેત્ર સંકેત

કર્યો. તેણે તુરત જ પોતાના આસન પરથી ઉઠી જગતસિંહના હાથમાં મોગલ સમ્રાટની એક સનદ આપી. )

**માનસિંહ**—" યુવરાજ, શાહેનશાહ અકબરની આજ્ઞાથી આજ તને બંગાલ, બીહાર અને ઓડિસાનો સુબેદાર બનાવવામાં આવે છે. આવી રીતે સર્વના ભાગ્યનો ઉદય થતો નથી. આવી કીર્તિ સર્વના નસિબમાં લખેલી હોતી નથી. તું કર્ત્તવ્ય પરાયણતા, ન્યાય નિષ્ઠ, સત્યતા, સાહસ અને સુવિચાર દ્વારા આ જગત્માં ચીરકાલ પર્યંત કિર્તિવંત રહે તથા ત્હારા સુયશનો દશે દિશામાં વિસ્તાર થાય એવી મારી આશિષ છે.

**દરબારીઓ**—" જય બાદશાહ અકબરની જય. જય, મહારાજ માનસિંહની જય. જય, કુમાર જગતસિંહની જય. "

**પ્રજાજનો**—" અમે પ્રજાજનો નવા સુબેદારનું અભિવંદન કરી તેમની સત્તા મોટા આનંદ સાથ કબૂલ કરીએ છીએ. અમે તેમની આજ્ઞા શિરસાવંધ કરી પાલન કરવા સદૈવ તત્પર રહીશું. રાજકુમારને આ મોટી પદવી મળી છે તેથી અમને બહુજ આનંદ થાય છે. અને પરમાત્મા દિનપ્રતિદિન તેમના જીવનને ઉન્નત બનાવે એવું ઇચ્છીએ છીએ. અમે સર્વ પ્રજાજનો અંતઃકરણ પૂર્વક તેમનું સન્માન કરીએ છીએ અને ઉત્સાહ પૂર્ણ હૃદયે તેમનો જય જયકાર કરીએ છીએ. જય, કુમાર જગત્સિંહની જય—"

( લોકોએ નગરશેઠ બોલાવેની જય ફેપાડી લઇ પુન: ગગનમંડળ ગજાવી મૂક્યું. )

**જગતસિંહ**—( અત્યન્ત થઇને બોલ્યો ) આ શું કહેવાય? મ્હારી અન્તયબાનો પાર રહેતો નથી! ક્યાં તે અંધકાર મય કારાગ્રહ? ક્યાં તે હાથ પગમાં લોખંડી જંજીર? ક્યાં તે બંધીવાનની શરમ ભરેલી સ્થિતિ? અને ક્યાં બંગાળ બહાર અને ઓડીસાની સુબેદારી! આ પરિવર્તન ખરેખર બહુ જ વિસ્મય કારક છે અને એટલું અલ્પ કાળમાં બનેલું છે કે જેને માટે કલ્પના પણ થઇ શકે નહીં. કેદી દશાને અંતે તરત જ સુબેદારી! મહારૂં હૃદય છલકાઇ જાય છે.

**માનસિંહ**—" આજથી તારે તારા ઓદ્ધાનો અખ્ત્યાર લેવા। છે.

" શહેનશાહનો આ હુકમ મળતાં જ તે અમલમાં મુકવો." એવો તેમનો આદેશ છે તેમણે મને પટના છોડી કંઇ ખાસ કામ માટે આગ્રા બોલાવ્યો છે. હું આજકાલ આગ્રા જઇશ, ત્યાંથી દીલ્હી તથા કદાચિત્ અજમેર પણ જવું પડશે. ત્યાંથી ક્યાં ક્યાં જવું પડશે તેનું અનુમાન થઇ શકે એમ નથી. મારી ગેરહાજરીમાં તને બંગાળ, બહાર અને ઓડિસાનો સુબેદાર નીમવાનું તેમણે જણાવ્યું છે. આ સર્વ મેં મારા અધિકારથી કર્યું નથી. મોગલ સમ્રાટ અકબરની આજ્ઞાનુસારજ તને એ ઉચ્ચ પદવી આપવામાં આવી છે.

**જગતસિંહ**—" શહેનશાહ અકબરની આજ્ઞાનું પાલન કરવા હું હમેશા તૈયારજ છું અને મહારાજાની આજ્ઞા પાળવાનો તો

મારો પરમ ધર્મજ છે. હું શહેનશાહ અને મહારાણાની કૃપા માટે તે ઉભયનો સહૃદય આભાર માનું છું."

( મહારાજાએ આસન પરથી નીચે ઉતરી કુમારનો હાથ પકડી કહ્યું. )

**માનસિંહ**—"પ્રિય પુત્ર, આવ, અને મારા આ સુબેદારીનાં આસન પર વિરાજમાન થા. હું જો કે તારો પિતા છું પણ આ વેળા તારા હાથમાં બાદશાહી સનદ મૂકવામાં આવી છે. અર્થાત્ આજથી તું બંગાળ, બહાર અને ઓડિસાનો સુબેદાર થયો છે. તેથી તને આ આસન પર બેસાડવાનું મારૂં કર્ત્તવ્ય છે."

( જગતસિંહે પિતાના ચરણ પર મસ્તક નમાવ્યું. મહારાજા તેનો હાથ પકડી તેને સિંહાસન પાસે લઇ આવ્યા અને પોતાના ગંભીર અવાજે આનંદથી પોતાનું ભાષણ શરૂ કર્યું.)

**માનસિંહ**—"હું માનસિંહ, સમ્રાટ અકબરનો વફાદાર નોકર, સમ્રાટની આજ્ઞા પ્રમાણે જગતસિંહને આજે એકઠા થયેલા પ્રજાજનો સમક્ષ બંગાલ, બહાર અને ઓડિસાના સિંહાસન પર બેસાડું છું. હું આશા રાખું છું કે, નવા સુબેદારના શાસનકાળમાં સર્વ દિશામાં શાંતિ પથરાઇ પ્રજા સુખ અને આબાદી પ્રાપ્ત કરવા સાથે દેશમાંથી બંડ અને વિદ્રોહથી વહેતી રક્તની નદીઓ બંધ પડશે."

**જગતસિંહ**—" હું બાદશાહનું હિત સાચવવા માટે પ્રાણની પણ પરવા રાખીશ નહિ. રાજ્ય ચલાવવામાં મારા પરમપૂજ્ય પિતાશ્રીની પદ્ધતિનું અવલંબન કરીશ અને રાજા પ્રજા ઉભયને સંતોષ આપવા માટે મારાથી બની શકતો દરેક પ્રયત્ન કર્યા વિના રહીશ નહિ. મારી પ્રજા તથા નોકર ચાકરો અને અમીર ઉમરાવોને સુખી કરવા હું હમેશ પ્રયત્નશીલ રહીશ. પરમાત્મા મને એ કામમાં યશ આપે એવી હું તેની પાસે શુદ્ધ હૃદયે યાચના કરૂં છું. "

( ખુદ મહારાણા માનસિંહ બોલ્યા. )

" જય—નવીન સુબેદાર જગત્‌સિંહની જય. "

( પ્રજાજનોએ તે જય જયકારનું અનુકરણ કર્યું. જય, નુતન સુબેદાર, કુમાર જગત્‌સિંહની જય. "

દરબાર બરખાસ્ત થયેલો માનસિંહે જાહેર કરતાં સર્વે વિદાય થયા.



# અંક ૩ જો.

—⁂—

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—માનસિંહનું અંતઃપુર.

**પાત્ર**—ઊર્મિલા દેવી–જગતસિંહ અને પાછળથી તિલોત્તમા.

**ઉર્મિલા**—કુમાર! કારાગ્રહનું અનિવાર્ય કષ્ટ દુર થયું જેને માટે મને બહુ આનંદ થાય છે. કુમાર! નબળા ગ્રહના વિપૂલ બળના પ્રભાવ વિના આ અવદશા આપણે માથે નહોય! કુમાર કારાગ્રહના સંકટ તમારા કોમળ શરિરથી સહન કેમ થયા હશે?

( એટલું કહેતા રડી પડયા. )

**જગતસિંહ**—માતા! મ્હારી વ્હાલી માતા દુઃખના દિવસ વિત્યા પછી તેને સંભારવાથી શું લાભ છે? પ્રભુનો ઉપકાર માનો કે હું હૈયાત પાછો આપને આવી મળ્યો છું અને વળી માન ભરેલી પદવી પણ મને છુટકારાની સાથે પ્રાપ્ત થઇ છે.

**ઉર્મિલા**—વહાલા બેટા! હું હવે મહારાજાની મુસાફરી માટે તૈયારી કરવા જાઉં છું.

(ઉર્મિલા દોડી જાય છે અને ત્રિલોત્તમા પ્રવેશ કરે છે.)

**ત્રિલોત્તમા**—માહારા વ્હાલા! માહારા પ્રભુ!! મને દર્શન આપો માહારા નાથ આવો મને ભેટો આ દુઃખી અબળાને શાંતી આપો.

(આટલું બોલતા જગતસિંહના ગળામાં હાથ નાંખી બાઝી પડે છે.)

**જગતસિંહ**—પ્રિયા! માહારી વ્હાલી પ્રિયા! શું તું ત્રિલોત્તમા છે! હું ભુલ તો નથી કરતો મને સ્વપ્નતો નથી થાતું? શું હું જગતસિંહ જાગતો છું? કે નિંદ્રામાં છું? મને સમજણ નથી પડતી આજે સવારથી આ એક પછી એક આનંદના બનાવો બનતા આવ્યા છે તે એટલા બધા અસંભવિત જેવા જ બન્યા છે કે જો હું ભ્રમિત થઈ જાઉં તો તેમાં નવાઈ નથી.

**ત્રિલોત્તમા**—ઓ નાથ! ઓ મારા વહાલા તમે આ શું બોલો છો? પ્રભુ દિનદયાળ છે તે રાત પછી દિવસનો પણ પ્રકાશ કરે છે તેજ પ્રમાણે આપણા પૂર્વ જન્મના પાપનો નાશ થતા આ શુભ દિવસ આજે પ્રભુએ આપણે માટે ઉગાડયો છે મ્હારા સ્વામિનાથ? હું આપના હૃદયમાં વસનારી ત્રિલોત્તમા છું.

**જગતસિંહ**—વ્હાલી મ્હારી હૃદયરમણી! તાહારો અશ્રુપ્રવાહ મ્હારાથી નથી જોવાતો! પ્રિયા! ભુતકાળનું દુઃખ હવે ભુલી જા. પુરૂષના નશીબ આડે પાંદડુ છે આ કહેવત માહારા સંબંધમાં ખરી પડી છે કયાં કારાગ્રહનું કષ્ટ અને કયાં ઓડિસા

બંગાળ અને બાહારની સુબેદારી અને તેજ વેળા આવું અપૂર્વ સુખ યુકત મિલન એ શું સંભવિત હતું ? ત્રિલોત્તમા એતો ઠીક પ્રભુ ઇચ્છા ગહનોગતિ–પરંતુ તું અહિયા કયાંથી?

**ત્રિલોત્તમા**—(જરા હસીને) મને જો ત્રિપોત્તમા કહી બોલાવશો તો તમે ગુન્હેગાર થશો.

**જગતસિંહ**—એમ કેમ ?

**ત્રિલોત્તમા**—ભુવન વિખ્યાત મહારાજાધિરાજ અંબરનરેશની કુળ વધુનું બંગાળ બાહાર અને ઓડીઆના સુબાની પત્ની તેનું નામ લઇ બોલાવાનું સાહસ કોઇએ કરવું નહીં.

**જગતસિંહ**—(પ્રેમપૂર્વક તેના કપોલચંદ્ર પર ચુંબન કરી બોલ્યો.) બોલો બોલો ત્યારે અહિંયા તમે શી રીતે આવ્યા તે મને કહેવા કૃપા કરો.

(જવાબ નહીં આપતા જગતસિંહ સાથે કોચપર બેઠેલી હતી ત્યાંથી ઊઠી તેની સામે ઉભી રહી ને બોલી )

**ત્રિલોત્તમા**—મ્હારા નાથ ! તમે કેટલા બધા નિસ્તેજ થઇ ગયા છો ? ચિંતા અને દુઃખથી તમારૂં મ્હો કેટલું બધું ઉતરી ગયું છે ? તમે બહુ જ થાકી ગયેલા જણાવ છો. હમણા જરા આરામ લ્યો પછી હું બધી વાત નિવૃત્તિથી કહીશ.

( ત્રિલોત્તમા પોતાના હાથમાં પંખો લઇ બાજુપર બેસી પંખો નાંખે છે. )

**જગતસિંહ**--પ્રિયા ? આજે અંબરાધિશના પુત્રવધુને દાસ દાસીની ખોટ નથી. પંખો દાસીને આપો તે આપણને બન્નેને પવન નાખશે. દાસી પંખો લઇ લે.

(દાસી પંખો લઇ પવન નાંખવા લાગે છે.) લે હવે મ્હારી જીજ્ઞાસા તૃપ્ત કરવા બનેલી હકીકત કહેવાનું શરૂ કર.

**ત્રિલોત્તમા**—પ્રાણનાથ કિરતારની કૃતિનું માપ કોણ કરી શકે છે ? જેમ એક વખત મે આપના સુકોમળ શિરને મ્હારા વક્ષ સ્થળ પર રાખી જે આનંદ લીધો હતો તેજ સ્થાન પર આજે આપના મુખચંદ્રનો અમૂલ્ય લાભ પ્રાપ્ત થયો છે. પરંતુ તે દિવસની સ્થિતિને આજની સ્થીતિમાં મહાન અંતર છે. તે દિવસે મહાભયાનક શંકાઓ પેદા થતી હતી, મહારાજા નીચ જારીણીની કન્યા મને સમજતા હતા આજે એજ ત્રિલોત્તમાને તેણે પોતાની પુત્ર વધુ થવાને લાયક ગણી સ્વીકાર કિધો છે. આથી આપણા પ્રેમાળ યુગનો સુખી પાયો નંખાયો છે આજે મ્હારા હૃદય પટપર આનંદનું સામ્રાજ્ય સ્થપાયુ છે પ્રાણનાથ હકિકતમાં કાંઇ વિશેશતા નથી મહારાજા કુટુંબ સહિત જગન્નાથ પુરીની યાત્રાએ પધાર્યા હતા ત્યાં જઇ યુકતી અને પ્રયાસથી મમ માતુશ્રી સમાન સાસુજી ઊર્મીલાદેવીની સેવામાં દાખલ થઇ તેમની કુદરતી રીતે લા-

ગણી થતાં મેં આ મહાદેવીને સર્વ હકીકતથી વાકેફ કર્યાં તેમના પ્રયાસથી અને તેમની અથાગ બુદ્ધિની પ્રભાવથી મહારાજા પ્રસન્ન થયા અને તેમની ભોજન સામગ્રીના કાર્યનું મને ફરમાન થયું. મહારાણીએ ભારે ચાતુર્યથી મહારાજા પાસે પ્રતિજ્ઞા લેવરાવી કે આવી કન્યા હોય તો જરૂર તેણીને મારી પૂત્ર વધુ તરીકે સ્વીકાર કરૂં.

**જગતસિંહ**—આ ઉપરથી તો તમારી બુદ્ધિ કૌશલ્યથી આ શુભ પરિણામ આવ્યું હોય એમ જણાય છે. તારા સ્વર્ગિય પ્રેમમાં મુગ્ધ થઇ જેણે તારૂં દાસત્વ સ્વીકાર્યું છે તે તારૂં અપાર ડહાપણ જોઇ પોતાના હૃદયના આનંદનો ઉભરો શી રીતે વ્યક્ત કરી શકે ? વ્હાલી, તે માટે મારી પાસે પૂરતા શબ્દો જ નથી. તારે લીધે જ ભયંકર કેદખાનામાંથી મારો છુટકારો થયો છે એમાં લેશમાત્ર શંકા નથી.

**તિલોત્તમા**—મારાપર તમારો અત્યંત પ્રેમ છે. તેથી મારાજ પરિશ્રમથી તમારી મુકતતા થઈ એમ તમને લાગે છે. અને એજ કારણથી ખરી વાત તમને જણાઇ આવતી નથી. મેં સહેજ પ્રયત્ન કરી મહારાજાની કૃપા પ્રાપ્ત કરી તેમની પુત્ર વધુનું સ્થાન મેળવી લીધું તેમાં મેં વધારે શું કર્યું ? અને એમાં ચાતુર્ય જેવું પણ શું છે ? એને માટે મને સાતમે આસમાને ચઢાવી, મુકવાની શું જરૂર છે વ્હાલા ? મેં આપની મુકતતા માટે કંઇજ કર્યું નથી. અને મારાથી બને પણ શું, કુમાર ? આપને મુક્ત કરવાનું અને આપણને

આવી રીતે આનંદથી એક બીજાને મળવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થવા માટેનું ખરૂં માન નવાબજાદી આયશાને ઘટે છે તેના અવિશ્રાંત શ્રમ અને અસામાન્ય ચાતુર્યનું આ ફળ છે. તેની બુદ્ધિ મતા કુશળતા અને ઉદારતા અદ્વિતીયજ છે પ- રોપકારી રમણીએ આપને માટે અનેક સંકટો સહન કરી, અપાર શ્રમ વેઠી આગ્રા જઇ, આપની મુકતતા કરાવી અને તમને માનવંત પદવી અપાવી, સુખ શિખરપર વિરાજમાન કર્યા. એટલું જ નહિ પણ સમ્રાટ પાસેથી તેણે આપણને એક લાખ રૂપિયાની જાગીર પણ અપાવી છે એવું મેં સાં- ભળ્યું છે. તમારી મુકતતા માટે, તમને મળેલા સન્માન માટે, ઉચ્ચ અધિકાર માટે જો કોઈ પાસે કૃતજ્ઞતા પ્રકટ કરવાની જરૂર હોય તો તે બહેન આયશાજ છે તે એકલી જ તમારે માટે અથાગ પ્રયત્ન કરવા તૈયાર થઈ હતી. આ આપણને જે અસંભવિત સુખો પ્રાપ્ત થયા છે, જેની સ્વપ્નમાં પણ કલ્પના ન્હોતી એવા બનાવો બન્યા છે તે આયશાના અવિ- શ્રાંત શ્રમનું પરિણામ છે અને તેથી તેના ઋણમાંથી મુક્ત થવા માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ.

**જગતસિંહ**—દેવીનું ઋણ કેમ ફેડવું તેજ મને સમજાતું નથી.”

**ત્રિલોત્તમા**—“પણ મને તે સમજાય છે” (પોતાનો એક હાથ જગતસિંહના કંઠમાં નાંખી, લાડ કરતાં ત્રિલોત્તમા બોલી.)

“તમે જો આ દાસીની વિનંતિ સાંભળશો તો હું એ ઋણમાંથી મુકત થવાનો એકાદ ઉપાય શોધી કાઢીશ.”

**જગતસિંહ**—ત્રિલોત્તમા ! તું આમ કેમ બોલે છે? આજ સુધી મેં તારૂં કહ્યું નહિ માન્યું હોય એવો એક પણ બનાવ બન્યો છે કે ? અને મારી વ્હાલી ત્રિલોત્તમાની ઇચ્છાનો અનાદર થાય એ શું સંભવિત છે કે ? તારી ઇચ્છા પૂર્ણ કરવા માટે જો કંઈ અસાધારણ કામ કરવું પડે તો પણ હું કદિ પાછી પાની કરીશ નહિ, બોલ, આયશાના ઉપકારમાંથી મુક્ત થવાનો શું ઉપાય તને સુઝ્યો છે તે જલ્દી કહે. ”

**ત્રિલોત્તમા**—“ તમે આયશાનો તમારી પત્નિ તરિકે સ્વીકાર કરો. ”

**જગતસિંહ**—“ પ્રાણેશ્વરી, તારી વાત સાંભળી તારી સરલતા, ઉદારતા અને સહૃદયતાની પ્રતિતિ મળે છેઃ પણ દીલગીરીની વાત એ છે કે એમાં તારી અજ્ઞાનતા સ્પષ્ટ જણાઇ આવે છે. જે સ્ત્રી ફક્ત પોતાના, પતિપર કરેલો ઉપકાર ફેડી નાખવા માટે, પતિ માટે કરેલા શ્રમ માટે કૃતજ્ઞતા બતાવવા માટે, પતિ પરનો ઋણ બોજો ફેડી દેવા માટે, પોતાની હયાતીમાં પતિને બીજી સ્ત્રી સાથ લગ્ન કરવાનું કહે તે સ્ત્રીનું હૃદય અત્યંત ઉચ્ચ અને ઉદાર છે એમાં સંશય નથી, હું તારા અંતઃકરણની દિવ્યતા અને હૃદયની સરલતા જોઇ તારા પર બહુજ પ્રસન્ન થયો છું. ”

**તિલોત્તમા**—“ તમને જોઇએ તો મારા અંતઃકરણની પ્રશંસા કરો અથવા ન કરોઃ :પણ એમાં મેં અજ્ઞાનતા શું બતાવી, વ્હાલા ? ”

જગતસિંહ—" અજ્ઞાનતા નહિ તો શું ?"

તિલોત્તમા—" કેમ વ્હલા ? મહારાજ, મહારાણી અને બીજા સર્વની ઇચ્છા એવીજ છે; મહારાજા અને મહારાણી બન્નેએ ઘણીવાર એ વાત આયશા આગળ કાઢી હતી. પણ તે વેળા તે કંઇ બોલી નહોતી. પરંતુ તમે કબુલ કરશો તો તેનું મન મનાતા વખત લાગવાનો નથી, એવી મારી પૂરતી ખાત્રી છે." આયષા સાથ થયેલા સંભાષણ વેળા તેની મનઃસ્થિતિ પરથી મને લાગે છે કે જો આપ કબુલ કરોતો આયષા જરૂર લગ્ન કરવાનું કબુલ કરે ।

જગતસિંહ—" તારી માન્યતા ભૂલ ભરી છે. તમે લોકોએ આયષાના વિશાલ હૃદય સાગરનું એક તરંગ પણ જોયું નથી. મહારાજા અને મહારાણી સમજે છે કે, વિવાહ કરવાથી સ્ત્રી પોતાની થાય છે અને પ્રેમ કરવાથી તેનો બદલો મળે છે. પણ આયષા એમ સમજતી નથી. તેની માન્યતા એવી છે કે જ્યાં સ્ત્રી અને પુરૂષ ઉભયના અંતઃકરણમાંથી નિર્મળ પ્રેમનો જુસ્સાદાર ઝરો વહેતો નથી, જ્યાં ઉભયના અંતઃકરણની સમાનતા નથી, ત્યાં સેંકડો ઉપાધ્યાય અને હજારો માજી મુલ્લાના અને અગણિત વેદમંત્રના પાઠો વચ્ચે વિવાહ થાય તો પણ તે વિવાહ કહી શકાયજ નહિ. જે પ્રેમ પોતાની ઇચ્છાથી ઉત્પન્ન થઈ, કુદરતી રીતે વૃદ્ધિ પામી, પ્રેમીજનને પ્રેમોદધિમાં ડૂબાડી દેતો નથી તે પ્રેમ–પ્રેમ નામને પાત્રજ નથી. આથી આયષા સાથે મારા લગ્ન થવા શક્ય નથી. કારણકે અમારા ઉભયના હૃદયની એકતા થવી તદ્દનજ અસંભવિત છે. આય-

થાએ પોતાના અંતઃકરણમાં મારે માટે અગાધ પ્રેમ રાખી મૂક્યો છે એ હું ક્યારનોય જાણું છું.

**તિલોત્તમા**—"એ વાત ખરી છતાં ભગિરથ પ્રયત્ન અને પ્રબલ ઇચ્છાથી અશક્ય વાત પણ શક્ય બની શકે છે. તેથી કહું છું. વ્હાલા, કે જો તમે પ્રયત્ન કરશો તો કદિ તમારૂં હૃદય તેને અર્પણ કરી શકશો અને તેના પ્રેમ સ્વરમાં તમારી હૃદયવીણા વાગી શકશે."

**જગતસિંહ**—"મને હૃદય એકજ છે અને જ્યારે જોઈએ ત્યારે તે ગમે તેને આપી દેવાનું મારામાં સામર્થ્ય નથી. જે હૃદય પર ફક્ત તારૂં એકલીનુંજ સ્વામિત્ત્વ છે તેમાં કોઈ બીજી તરૂણીને સ્થાન મળવું એ અશક્યજ નહિ પણ અશક્યથી પણ અશક્ય છે. એક આકાશમાં હજારો નક્ષત્રો પ્રકાશે છે પણ એકી વેળા બે ચંદ્ર અથવા બે સૂર્ય પ્રકાશિત રહેતા નથી. મારા હૃદય તંત્રને તારાજ પ્રેમ સ્વરમાં રાગ કાઢવાનું શિક્ષણ મળ્યું છે. તો પછી તે બીજીના પ્રેમ સ્વરમાં શી રીતે વાગી શકે તે તુંજ કહે, વ્હાલી ? જે સ્વરમાં આયષાનું પ્રેમગીત ઉતરી શકે તે સ્વર મારા હૃદયવીણામાં છેજ નહિ. આયષા ક્ષુદ્ર તારકો પ્રમાણે આકાશના એક ખૂણામાં પ્રકાશિત રહેનારી વસ્તુ નથી. તેને વિહાર કરવાને તો સ્વતંત્ર આકાશજ જોઇએ." આયશાએ જે કાંઇ કિધું છે તે બદલાની આશાથી કીધું જ નથી. જો તેણે ઉપકારના બદલાની આશા રાખી હોત તો શું તે મારો છૂટકો થવા પછી મને મળ્યા વિના ચાલી જાત, ખરી ? શું તે "મારા પ્રેમનો સ્વીકાર કરો." એટલું કહી મને લલચાવાતો પ્રયત્ન કર્યા વિના રહેત ખરી ?

પણ નહિ. તેના પ્રયત્નમાં સ્વાર્થનો સહેજ પણ અંશ નથી. મેં તને પહેલાથીજ કહ્યું છે કે તેનું હૃદય પ્રગાઢ સિંધુ જેવું છે. તેનું એક પણ તરંગ તમારી નજરે પડયું નથી."

**તિલોત્તમા**—ત્યારે શું આ કોમલ કુસુમ એમજ સુકાઇ જાય તેવી તમારી ઇચ્છા છે ?

**જગતસિંહ**—"પરમાત્માની મરજી શું હશે તે કોને ખબર ? મને તો એમજ લાગે છે કે, આયષાને પોતાનું આયુષ્ય આવી યાતનામાંજ પૂરૂં કરવું પડશે તેના દુઃખનું પરિમાર્જન થઇ શકે એમ નથી. હું તેના પર બહુ પ્રેમ રાખું છું, તેના સદ્‌ગુણથી હું લુબ્ધ થયો છું, તેનું સ્વરૂપ, સૌંદર્ય મને અદ્વિતિય જણાય છે; મારે માટે તેણે જે પ્રયત્ન કર્યો છે અને જે શ્રમ લીધો છે, એ તેના ઉપકારનો બદલો મારાથી કદિ વળી શકે એમ નથી, આટલું છતાં આયેષા મારી પાસેથી લગનની આશા રાખે તો તેને માટે મને સત્તા નથી.

**તિલોત્તમા**—( નિશ્વાસ નાંખીને બોલી ) હવે ગહારી ખાત્રી થઇ ચુકી કે તેમાં કાંઇ આશા જેવું નથી.

( એટલામાં ઉર્મીલાદેવી પધાર્યા. )

**ઉર્મીલાદેવી**—કુમાર જમવા માટે પધારો.

**જગતસિંહ**—માતુશ્રી જેવી આપની આજ્ઞા.

( સર્વે જાય છે. )

---

# અંક ૩ જો.



## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—સુવર્ણ રેખા નદીને કિનારે રણભૂમીમાં જગતસિંહનો તંબુ.

**પાત્ર**—જગતસિંહ લશ્કરીઓ તથા પાછળથી ઉસ્માનખાંનનો દુત

**જગતસિંહ**—કુમાર મહાસિંહ ઉસ્માનખાંનના પઠાણ લશકરના પ્રાક્રમના તો વખાણ કરવાંજ જોઇએ આપણે આવી પહોંચીયે તેટલામાં તો તેણે ઓડીસા પ્રાંતનો કબજો લઈ લીધો બંગાલ અને બહાર પણ જોત જોતાં લઈ લે તેવી ધાક બેસાડી દીધી તમારો પારાવાર પ્રયાસ તારિફ કરવા લાયક હોવા છતાં અમને સફળતા ન મળી પરંતુ હવેજ તેઓ બરાબર છટકામાં આવેલા છે સવાર પડતાં મહા ભયંકર સંગ્રામ થવાનું છે અને સુબેદાર જગતસિંહ નહીં કે ખાંન નકી આ પાર કે પેલેપાર મહા ! હાથમાં હથિયારો માટે આકર્ષણ થાય છે મંદારણ ગઢ તરફ જે બાજી ઉસ્માનખાંન તરફથી ગોઠવાઇ હતી તેમાંથી આપણે બચી ગયા જો ઓડીસાને બદલે વર્ધમાનથી મંદારણ ગઢ ગયા હોત તો ફસાઇ જાત અપકીર્તિ થાત અને ખાંનનો ગર્વ પણ વધી જાત હવે ભય દુર થયો છે આપણું લશકર આવી પહોંચ્યું છે દારૂગોળો અને હથિયારોના પણ ભરતી ચિકાર છે. ખાંન બચ્ચા તૈયાર થઈ જા તારી વિરતાની કસોટી હવે આ છેવટની થવાની છે.

( સુલેહના વાવટા સાથે દુત સામેથી આવી નમન કરી ખરીરતો આપે છે. )

**જગતસિંહ**—( ખરીરતો વાંચે છે ) કુમાર જગતસિંહ વિર પુરૂષોની રીતે લડવાની મને બહુ ઇચ્છા થાય છે નકામા સૈનિકોના લોહી રેડી પારકે બળે જીતવામાં શું લાભ? હું આવી લડાઇ લડવા કરતાં દ્વંદ યુદ્ધ પ્રસન્ન કરૂં છું આપણે બન્ને એકલા લડીએ અને આપણા યુદ્ધનું જે પરિણામ આવે તેને છેવટનું પરિણામ ગણવું જો તમારામાં આવું યુદ્ધ કરવાનું હૈવત્ત હોય તો હું તૈયાર છું અને આપની શું ઇચ્છા છે તે જણાવજો.

( પત્ર પુરો કરી જગતસિંહ બોલ્યો. )

**જગતસિંહ**—મહારા બહાદુર સૈનિકો તમારા બળ અને મારાથી ખાંનનું લશકર હવે થાકી ગયું છે તમારે હવે લડવાનું રહેલું નથી ખાંનદ્વંદ યુદ્ધની માગણી કરે છે માટે હવે તેમજ કરવાનું મને બહુ ગમે છે ખાંન પોતાને જમામર્દ ગણાવી મને જીતવાની આશા રાખે છે એક વખત મહારી સાથે દ્વંદ યુદ્ધ કરી ગયો-છે. પાછો ફરી સ્વાદ ચાખવા આવ્યો છે કંઇ ફિકર નહીં. લે તહારો આ ખરિતો લઇ જા અને કહે કે સવાર પડતા કુમાર દ્વંદ યુદ્ધ કરવાને તૈયાર રહેશે.

( દુત જાય છે. )

---

# અંક ૩ જો.



## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—જંગલ.

**પાત્ર**—જગતસિંહ-ઉસ્માનખાંન બન્ને બાજુના લશકરીઓ તથા પાછળથી આયશા.

**જગતસિંહ**—" પહેલા એકવાર આપણે આમજ મળ્યા હતા. તેજ પ્રમાણે આ બીજી મુલાકાત થઈ છે. મને લાગે છે આ છેવટની મુલાકાત છે; કારણ આજના યુદ્ધમાં જરૂર કોઇનું મૃત્યુ થવુંજ જોઇએ."

**ઉસ્માનખાંન**—" બરાબર છે. તે વેળા પણ આપણે આવા યુદ્ધમાં પ્રવૃત થયા હતા. હું તમને મારા કટ્ટા શત્રુ સમજું છું અને તેથીજ મેં આ યુદ્ધની યોજના કરી છે. મારી ઇચ્છા પૂર્ણ થશે એવી મને પૂર્ણ આશા છે."

**જગતસિંહ**—" તમારી આશા સફલ થાય છે કે વિફલ તે હમણાંજ જણાઈ આવશે. ચાલો, તૈયાર થાવ. હવે વખત ગૂમાવવામાં શું સાર છે ?"

**ઉસ્માનખાંન**—" હું ક્યારનો તૈયાર છું. તુંજ તારો પ્રાણ બચાવવાની કાળજી કરેછે."

( હથિયાર ઝટાપટ થવા લાગ્યા. ઉભય પક્ષના યોદ્ધાઓ દૂર ઉભા રહી આ ભયાનક દેખાવ જોઇ રહ્યા હતા. બન્ને વીરોની યુદ્ધ નિપુણતા, તલવાર ચલાવવાનું કૌશલ્ય અને સમર ચાપલ્ય જોઇ સર્વ જણ વિસ્મિત થયા. એકાએક જગતસિંહની તલવારથી ખાનની તલવારના બે ટૂકડા થઇ ગયા. ખાન તુરત તલવાર ફેંકી દઇ બરછી હાથમાં લઇ રાજકુમાર પર ધસી ગયો. તેને પોતા તરફ ધસી આવતો જોઇ કુમારે પણ તલવાર ફેંકી દઇ બરછી હાથમાં લીધી ખાને કુમારને બરછી છૂટી મારી પણ તે તેની ખાંધ આગળથી પસાર થઇ ગઇ. ખાને તે બરછી વિદ્યુત વેગે પુનઃ ઉચકી લીધી. કુમારે પણ પોતાની બરછી ખાનને મારી તે તેના મસ્તક પર લાગી અને તેનો શિરપેચ નીચે પડયો પણ તેથી ખાનના મસ્તક પર વિશેષ ઇજા થઇ નહિ. અપૂર્વ દક્ષતાથી રાજકુમારે પણ પોતાની બરછી ઊંચકી લીધી પણ જે વેળા તે પોતાની બરછી ઉંચકવા જતો હતો તે વેળા ખાને તેને મારેલી બરછી તેણે પોતાની ઢાલપર ઝીલી લીધી આ વેળા રાજકુમારે ખાનને બરછી ઉંચકી લેવાનો વખત આપ્યો નહિ એટલુંજ નહિ પણ ખાનની બરછી પણ પોતે ઉંચકી લીધી અને ખાનના મસ્તકપર તે આબાદ નિશાન તાકી જોરથી ફેંકી, આ વેળા તે ખાનના મસ્તકપર બરબર લાગી અને મોટો જખમ થયો. કેટલીક વાર સુધી ખાનને ચારે તરફ અંધકાર

જણાયો તે અસહાય અને દીન જેવો ઉભો રહ્યો.

આ સમયે જગત્‌સિંહે જરા આગળ આવી પોતાની બરછી ખાનનું હૃદય વીંધી નાખવા તેના તરફ જોરથી ફેંકી. ખાન પોતાનું સંરક્ષણ કરવા અત્યારે અસમર્થ હતો. તેને બીલકુલ શુદ્ધિજ ન્હોતી. તો તે પોતાનું રક્ષણ શી રીતે કરી શકે ? આથી જગત્‌સિંહની બરછી તેનો પ્રાણ લીધા વિના રહેશે નહિ એવી સર્વેની ખાત્રી થઈ ચૂકી.

એટલામાં જાણે પૃથ્વી ફોડીને કોઇ સુરકન્યા ઉપર આવી હોય તેમ જગત્‌સિંહ અને ઉસ્માનખાનની વચ્ચે એક દિવ્યાંગના આવી ઉભી રહી. સર્વના મુખમાંથી એક હૃદય વિદારક ચીસ બહાર નીકળી પડી આ વેળા ઉસ્માનખાન જે પહેલાં બરછીના આ ઘાતથી બેશુદ્ધ થયો હતો તે એકદમ સાવધ થયો. જગતસિંહે પશ્ચાતાપથી પોતાના બન્ને હાથો ઉંચા કર્યા ! પણ છૂટેલી બરછી શું એવા પશ્ચાતાપથી પાછી ફરવાની હતી ? તેણે સુંદરીના હૃદયને વીંધી નાંખ્યું અને સુંદરીનું શરીર નવાબના શરીર પર પડયું. આ સર્વ આંખના એક પલકારામાં થઇ ગયું )

આયશા—" ઉસ્માન, વ્હાલા ભાઇ, મે જીવતા સુધી તને બહુ દુઃખી કર્યો છે. તને કંઇજ સુખ આપ્યું નથી. આજે મેં

તારા અમૂલ્ય પ્રેમનો અલ્પ બદલો વાળ્યો છે. તારે માટે મારા શરીરનો નાશ થતો જોઇ મને કેટલો આનંદ થાય છે તે હું તને શી રીતે કહું? પણ વ્હાલા, મારે માટે જે યાતના તને ભોગવવી પડી હતી તેની સ્મૃતિ થતાં જ મારૂં હૃદય ચીરાઈ જાય છે ઉસ્માન, વ્હાલા ભાઇ, તને મારે લીધે જે યાતના ભોગવવી પડી છે તેથી મને સ્વર્ગમાં પણ શાંતિ મળવાની નથી. હું મરણ પામ્યા પછી પણ મારો આત્મા એ કારણથી તરફડયા કરશે. તારી યાતનાની સ્મૃતિ મૃત્યુ પછી પણ મને ઝેરી તીર જેવી ખુંચ્યા કરશે.

( આ સ્થળે મુદ્દલજ ભાન કોઇને છેજ નહીં વિરરસનો પ્રસંગ કરૂણાથી બદલાઈ ગયો. )

જગતસિંહ—" હાય! હાય! મારીજ બરછીથી જગતનું રમણી રત્ન ઘાયલ થયું મારી પરમ હિતૈષીણી દેવી મારાજ હાથે સ્વર્ગ સીધાવે છે: હાય? ખાનને હાથે આ અધમ જગતસિંહનો નાશ થયો હોત તોય સારૂં થાત! પ્રભુ! તેં આવો ગજબ કેમ થવા દીધો?"

આયશા—" રાજપુત્ર! તમે મારી પાસે આવો. ઉસ્માન, વ્હાલા ભાઇ, હવે હું આ દુનિયાની થોડી જ પળની પરોણી છું મારે કંઇ વધારે કહેવાનું પણ નથી. કુમારે જાણી જોઇને મારાપર બરછી ફેંકી ન્હોતી એટલે તેમને અપરાધી માનવાનું લેશમાત્ર કારણ નથી. મારા નસિબમાંજ પ્રાણ જતાં સુધી દુઃખી રહેવાનું અને તને નિરાશાના દરિયામાં ડુબાડવાનું લખેલું

હતું. ભાઈ, હમણા જોતું મારા તરફ પ્રેમ દૃષ્ટિથી જોશે તો હું સુખ પામીશ. સ્વર્ગમાં પણ તારા જેવો નિઃસ્વાર્થ પ્રેમી મળવો દુર્લભ છે. હું પરમાત્મા પાસે ગયા પછી એટલી જ ભિક્ષા માગીશકે, હે પ્રભુ, મને દુનિયાનું રાજ્ય, ઐશ્વર્ય, વૈભવ કે વિલાસ કંઈજ જોઇતું નથી. ફક્ત ઉસ્માનનો નિઃસ્વાર્થી, અલૌકિક દૈવી પ્રેમ–બસ એજ આ આયષાની યાચના ! એ શિવાય મને કંઈજ જોઇતુ નથી."

( આયેષા મૃત્યુ કિનારે આવી પહોંચી હતી. પાસે બેઠેલા જગતસિંહ તરફ સ્થિર દૃષ્ટિએ જોઇ તે બોલીઃ )

"રાજકુમાર, મારો તમારાપર અપાર પ્રેમ છે. આ હૃદયમાં તમારે માટે જ મેં પ્રેમનો સંચય કરી રાખ્યો છે. છતાં હું મારે માટે તમારી પાસે કંઇ પણ માગતી નથી. મારા પ્રેમનો યોગ્ય બદલો તમારા તરફથી પ્રેમરૂપે મળે એવી મે કદિ પણ ઇચ્છા કરી નથી. જે અંતઃકરણ હું એકવાર તમને આપી ચૂકી તે પાછું લેવાની શક્તિ કે સત્તા મારામાં ન્હોતી. ઉસ્માન મને પ્રબલ પ્રેમથી ચાહતો હતો. તેની હૃદય સરિતા મારે માટેનાં પ્રેમરસથી ઉભરાઈ જતી હતી. પણ મેં તેની સહેજ પણ કાળજી કરી નથી. મેં તેના તરફ નાંખીને પણ જોયું નથી. કારણકે આયષા, એ ઇમાન ન્હોતી. હું તમારા પ્રેમમાં અંધ બનવાથી ખાનનું આખું જીવન કષ્ટમય બન્યું. પણ તેમાં મારો ઇલાજ ન્હોતો. મારા હૃદયપર તમારા પ્રેમે જે વજ્રલેપ માર્યો હતો તે શી રીતે દૂર થઈ શકે ?

રાજપુત્ર, જો કદિ મારાથી કંઇ ભૂલ થઇ હોય—મારો કંઇ અપરાધ થયો હોય તો તેની ક્ષમા આપશો. આ જીવનમાં તમને પુનઃ મળી દુઃખ દેવાનું હું ઇચ્છતી ન્હોતીઃ પણ મારા વ્હાલા બંધુને બરછી ન લાગે તટલા માટેજ મને લાચારીથી તમારી નજરે પડવાની ફરજ પડી છે. હશે; આયષા એક હતભાગી સ્ત્રી છે. તે આ જગતમાંથી જલ્દી ચાલી જાય તેમાંજ લાભ છે."

**જગતસિંહ**—"જેણે મારાપર આટલા ઉપકાર કર્યા, જેની સાથે તુલના થઇ શકે એવી કોઇ પણ સ્ત્રી આજ સુધી આ જગત્માં થઇ નથી, તેણે મારાપર કરેલા ઉપકાર માટે આભારના બે ચાર શબ્દો બોલવાનો પણ મને પ્રસંગ મળ્યો નહિઃ એટલુંજ નહિ પણ તે દેવીનું—મારીજ બરછીથી મૃત્યુ થવા પામ્યું એ બનાવથી મારૂં હૃદય ચીરાઇ જાય છે! હાય! હવે આયષા! આ દુઃખ જન્મ સુધી હું ભૂલી શકીશ નહિ. આયષા! તારા અગણિત ઉપકારોનો બદલો તો દૂર રહ્યો. પણ હાય! મારેજ હાથે—મારીજ બરછીથી તારૂં મૃત્યુ થવાનો સમય આવ્યો! એ ઘા—એ કારી ઘા, આયષા, આ હૃદયમાંથી જીવન પર્યંત રૂઝાશે નહિ."

( રાજપુત્ર, મુક્ત કંઠે રોઇ પડયો. )

**આયશા**—"રાજપુત્ર, ભૂતકાળને ભૂલી જાવ— આયષા—આ હતભાગી આયષાની વિસ્મૃતિ કરો. તમે હમેશ આનંદમાં રહો

એવું હું ઇચ્છું છું. બહેન ત્રિલોત્તમાને આ અભાગણીની સ્મૃતિ કરાવી દુઃખી કરશો નહિ. તેના કોમલ હૃદયથી એ દુઃખ સહન થશે નહિ. વ્હાલા, હવે મને છેવટની રજા આપો. ”

( આયષા મનમાં બબડી. )

પ્રાણેશ્વરને હાથે મરણ આવ્યું એના કરતાં આયષા માટે વધુ આનંદનો કયો બનાવ હોઇ શકે ? અહા ! હું કેવી સુખી છું ?—”

**જગતસિંહ**— હાય આ શું બન્યું ( જગતસિંહ શોકસાગરના ઊંડા તળિયામાં ડુબી ગયો હતો એક બાળક પેઠે તે રૂદન કરતો હતો. આયષાના મુખમાંથી લોહી નીકળવા લાગ્યું. તેનો કંઠ બે સૂર બન્યો. તે જેમ તેમ બોલી. )

“ ભાઇ ઉસ્માન, હવે તારૂં મુખ મારાથી સ્પષ્ટ જોઇ શકાતું નથી. હવે મારો દિપક અલ્પકાળમાં બુઝાઇ જશે મેં આખા જીવનમાં તને દુઃખ દીધું છે. અને મરતી વખતે પણ હું તને કાતિલ જખમ કરતી જાઉં છું. ઉસ્માન, મારી સર્વ કૃતઘ્નતા મારા સર્વ અપરાધો ભૂલી જા—મને માફ કર—એટલું જ હું તારી પાસે ખોળો પાથરી માગું છું—બીજું—બીજું શું ? હવે મને રજા આપ એટલે થયું. જો—હું જાઉં છું— ( આયષાનાં નેત્રો ફરવા લાગ્યાં. )

**જગતસિંહ**—"નવાબ સાહેબ, આયષા તમારી પાસે રજા માગે છે."

**ઉસ્માનખાન**—" શું ? આયષા મારી રજા માગે છે ? આયષા, તું મારાથી દૂર જવાની ઇચ્છા કેમ કરે છે ? મારો ત્યાગ કરીને–મને એકલો મૂકીને–તું ચાલી જઇશ, આયષા ? જેને આનંદ આપવા માટે હું આસમાન જમીન એક કરવા તૈયાર થયો હતો, અને જેનાથી આખા જગતમાં ઉથલ પાથલ કરવાની મારામાં હિમ્મત આવતી હતી તેને હું મારા હૃદયમાંથી શી રીતે દૂર કરી શકીશ ? આયષા, તું મારા કરતાં પહેલા ચાલી જવા તૈયાર થઇ છે ! ઠીક છે ? જા પણ તારો ઉસ્માન પણ તારી પાછળ પાછળ આવે છે એ બીના ભૂલી જતી નહિ."

**આયશા**—" ઉસ્માન, તું મારી માતાને શાંત કરજે. ઉસ્માન, તારો મારાપર કેવો અગાધ પ્રેમ હતો ?–તેથીજ–આજ––તારા ખોળાપર મરતાં મરતાં મને અત્યંત આનંદ થાય છે ઉસ્માન, આપણે ભાઇ બહિનિ–સોનાના રથમાં બેસી ફરવા આનંદથી ફરવા જતા હતા ! ઉસ્માન-ભાઇ–હું જાઉં છું. "

**ઉસ્માનખાન**—યા–પર–વર–દિગાર ખલાસ–આયશા ખલાસ કુમાર ! દુનિયામાં હવે તમે સુખે નિરભય રહો.

**જગતસિંહ**—આઇશા વ્હાલી આયશા આ કાળી ટીલી મહારે કપાળે લખી તું ક્યાં ગઇ ? હાય મને જીવતદાન આપનારનો મહારે જ હાથે વધ થયો. આવો માહારા સાંમતો આવો ખાંન

સાહેબના સેનાનીકો આવો દેવીના મૃત શરીરને સુખ પાલમાં મુકી શેહેર તરફ લઇ ચાલો.

( સર્વે આવે છે આયશાના મુડદાને એક મ્યાનામાં સુવાડી ઉંચકી જાય છે પાછળ ઉસ્માનખાન જગતસિંહ અને સર્વે જાય છે. )

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—તદંનલાલનું નિવાસસ્થાન.

**પાત્ર**—તદંનલાલ તકડાઉગીર અને બિજાઓ.

**તકડાઉગીર**—કેમ બાઇ આજે કાંઇ જુલાબ લીધો છે કે? કેમ આવા આજે આનંદ મંગળને દીવસે ઢીલાઢચ જેવા થઇ ગયા છો આજેતો હર્ષનો પાર નથી આટલી ઉમરે પૂત્રની પ્રાપ્તી થઇ સત્તા સંપત અને સંતતી ત્રણે એકત્ર થયા તમારા જેવો નશીબદાર કોણ? ચાલો ઉઠો કપડા બદલો આંમ કોયલા છાંણાના જેવું મોં બગાડવાથી શું લાભ છે?

**તદંનલાલ**—ભાઇ તક્ડાઉગીર તમે મને આજે નહીં જ બોલાવોતો વધારે ઠીક છે. દિકરો આવ્યો દિકરો આવ્યો આ ઘેલછા આજે બીજાઓની માફક તમને પણ કેમ થઇ આવી છે ? આવ્યો તે શું કાંઇ નિહાલ કરવાનો છે ? લેતો આવ્યો છે કાંઇ પાંચ કરોડની પુંજી ? દિકરો આવ્યો રાંડ ગોરીણુ સાવાછો રૂપીઆ લઈ ગઇ ત્રણ ચાર રૂપીયા પરચુરણ થઇ ગયા આ એક નોટ દસની તો ચટણી થઇ ગઇ ચટણી.

**તક્ડાઉગીર**—ગોરીણુ કોણ અને શેના સવાછ રૂપીયા ?

**તદંનલાલ**—ગોરીણુ સુયાંણી દેશમાંથી આવી હતી દેશી માણસ શરમના કાંઈ નહીં લે ધારીને બોલાવી તો રાંડ કહે કે મુંબઇમાતો ચાલીશ રૂપીયાનો ધારો છે મેંતો રૂપીયો સવા આપવા માંડયો કારણકે તેને દેશમાં તો છોકરી આવે તો સવા પાંચ આના મળે અને છોકરો આવે તો સવા રૂપીયો મળે તે પ્રમાણે આપવા માંડ્યુ તો માનેજ નહીં લમણા ઝીકા ઝીકીને છેવ ગયો કેટલી લડાઇ થઇ લોકો ભેગા થયા ત્યારે પાપ પાંચ રૂપીયે પત્યું અને ઉપરથી સવા રૂપીયો નાળિયેરનો અને સવાશેર ઘઉં પણ ઝોસવા પડયા.

**તક્ડાઉગીર**—અરે ભલામાણુસ પાસ થયેલી નર્સ કે દાઈ કોઇ પણુ નહીં અને આ બિચારી દેશી સુયાણીને તમે આવે પ્રસંગે કકળાવી એ સારૂં નથી કર્યું. જો નર્સ કે મીડવાઇફ આવી હતે તો રૂપીયા બસો લેત બસો તો હવે સવાછ રૂપરડીએ પતાવ્યું અને ઉપરથી દિલગીર શેના થાઓ છો.

**તદંનલાલ**—અરે ભાઇ આ એક સવાછઍ ક્યાં પતે તેવું છે વળી અમારા બેન આવ્યા છે કહી અને સાંકળા લાવ્યા છે ઘરમાંથી કહે છેકે બેનનો માલ હજંમ ન થાય તેને કિંમત કરતાં વધારે રકમ ઉમેરીને આપવી જોઇએ, ભાઈ દુઃખનો પાર નથી હજીતે પાંચ દીવસનો છોકરો કહ્યા સાંકળા શું પહેરવાનો હતો? અને મારે તો રકમ કાઢવી પડશે.

**તફડાઉગીર**—ભાઇ હવે બસ થાય છે ડાહાપણ ઢોળાઇ જાયછે કૃપણતાની પણ હદ જોઇએ હદ બેહેન ભાઇને ત્યાં પૂત્ર પ્રાપ્તી માટે હરખ કરવા આવી બે વસ્તુ લાવી તેને વિદાયગીરી આ-પતાં પણ તમને દુઃખ થાય છે હદ થઇ!

**તદંનલાલ**—હદ થઇ બોલ્યા પણ કાંઇ વિચાર કિધો કાંઇ એટલેથી પતવાનું હતું નાહારી બાયડી કેહેછ કે ધાવણ આવતું નથી ધાવ રાખો તેનું કેમ?

**તફડાઉગીર**—તેનું એમને એમ છાપામાં જાહેર ખબર આપો એક ને બદલે બે રાખો વખતે એક જતી રહીતો છોકરો હેરાંન થાય નહીં.

**તદંનલાલ**—જા હવે જા દાઝયાપર ડામ જેવું શું કરે છે? ધાવ રાખો પછી રસોયો નાશી જાય કે બાઇડી કેહેશે માહારો છોકરો રડે છે માટે નહીં રાંધુ એટલે ઉભા ઉભા ગમે તે ખરચે રસોયો રાખવો વળી રામો જતો રહેતો કાછડાવાળી કામ કરનારી બાઇડીને બાનુ મળ્યું તે કહેશે મારાથી નહીં થાય વળી શેઠ

માંદા સાજા થશે એટલે મને દોડાવશે કે જા દાક્તરને ત્યાં બા ઘડેલા! વળી રૂવે તો કે હિંચકો નાંખ જરા મોટો થયો કે નિશાળે મુકો માસ્તર રાખો મુકવા અને તેડવા માટે ગાડી ઘોડો વસાવો મેયો રાખો જરા મોટો થશે એટલે કહેશે વિવા કરો પછી કહેશે લગન કરો આ બધાનો હિસાબ ગણ્યો! ભાઇ જરા કાંમકાજ કરે તેવા થશે ત્યાં મુદલ રૂપીયા ખરચેલા તે અને તેનું વ્યાજ ગણતા રૂપીયા પચાસ હજાર નીકળી જશે ત્યારે આવા છોકરા વિના શું દેશ રંડાઇ જવાનો હતો? ભાઇ તમે બધા ખુશી થાઓ તેમા નવાઇ શું? આંમાકઇ છબદામ તમારે ક્રાસને કાઢવાની છે? હુતો આખી રાત કાગળને પેનશીલ લઇ છોકરો એકવીશ વરસનો ઉમર લાયક થાય ત્યાં સુધીમાં શું ખરચ થાય તેનો હિસાબ ગણતો હતો તેનો ઉજાગરો પણ થયો છે.

તકડાઉગીર—ભાઇ મારે હવે તમારી વાત નથી સાંભળવી આજે જ તમને બરાબર ઓળખ્યા તમારૂં ધન તમારે કોને આપવું છે? માંડ કરીને પચાસ વરસે પૂત્ર પ્રાપ્ત થયો ત્યારે શું ખુશાલીને બદલે દિલગીરી? હું તો જાઉં છું.

(તકડાઉગીર જાય છે અને નાતનુ ડેપ્યુટેશન આવે છે.)

**ટી. કે. વકિલ—**તદંનલાલ શેઠ અમે આપના જ્ઞાતિબંધુઓ બહુ જ ખુશી થયા આપને ત્યાં પૂત્ર પ્રસવ? આથી વધારે હર્ષનો દિવસ

કર્યો ! માટે અમે આપને મુબારકબાદી આપીએ છીએ અને પૂત્રનું દિર્ઘાયુષ્ય ઇચ્છીએ છીએ.

**મુંજીલાલ**— મી. તદંનલાલ અને ડેપ્યુટેશનના ગૃહસ્થો જ્ઞાતિ તરફથી આપણું ડેપ્યુટેશન શામાટે નિમાયું છે તે જાહેર કરતાં મને ઘણો આનંદ થાય છે કારણકે તદંનલાલ શેઠના વડવાઓ સખાવતને માટે ઘણા મશહુર થઇ ગયા છે વળી આજે તદંનલાલ શેઠને ત્યાં તેમની મોટી ઉમરે પૂત્ર પ્રાપ્ત થયો તેની ખુશાલી જ્ઞાતિમાં પણ ફેલાઇ છે જ્ઞાતિ તરફથી ઠરાવ થયો છે કે તદંનલાલ શેઠને ત્યાં જઇ મુબારકબાદી આપવી અને શેઠને અરજ કરવી કે આ ખુશાલી નિમીતે જ્ઞાતિના નિરાશ્રીત ફંડમા એક સારી રકમ આપે, મને સંપૂર્ણ ભરોસો છે કે આ ફંડમા અત્યાર સુધીમાં કદિ નહીં ભરાયેલી તેવી મોટી ગંજાવર રકમ ભાઇ તદંનલાલ લેશ પણ આનાકાની વગર આપશે. (તાળીઓનો અવાજ)

**તદંનલાલ**— ભાઇઓ તમે આવ્યા તો ભલે આવ્યા, મારે ત્યાં છો-કરો આવ્યો તેમાં તમને તો આનંદ થાય કારણકે તેમ કરીને તમારે તો મારી પાસે પૈસા પડાવી લેવા છે પણ મનેતો એથી ઉલટુંજ લાગે છે છોકરો કાંઇ મને રળીને આપવાનો નથી માહારે તો પૈસાની કોઠીમાં કાંણુ પડવા જેવું થયું છે આ બા-બત ગહન છે તે તમે નહીં સમજો જગતનો ક્રમ અને માહારો ક્રમ ન્યારો છે તે તમે કયાંથી જાંણો ? વળી તમે લાંબા લચક જેવા ભાષણ કરી મને સાતમે આસમાને ચઢાવો કે તાળીઓ

પાડો તેથી હું કાંઇ ફુલાઇ જાઉં તેવો નથી માટે ભલે આવ્યા પણ હવે પધારો તમારે જો કાંઈ હજી વધારે કહેવાનો વિચાર હોયતો લખીને એક અરજી મોકલજો હું વિચાર કરીશ.

વકિલ—ડેપ્યુટેશનના સાહેબો મી. નંદનલાલનો જવાબ જે મળવો જોઇએ તેવો જ મળેલો છે લીંબોળી પાકે ત્યારે મીઠી થાય છે પણ જન સ્વભાવમાં ફેર પડવો સંભવિત નથી. આપણો સત્કાર કરતાં જે જવાબ આપ્યો છે તેનો અર્થ તમે સમજી શકશો એમના તરફથી કંઇ પણ આશા રાખવી એ મને તો મૃગ ત્રષ્ણા બરાબર લાગે છે તેમજ આપણા ફંડમાં એમની રકમ ન ભળે તોજ સારૂં છે.

નંદનલાલ—વકિલ સાહેબ બરાબર કહે છે માટે હવે પધારો.

( સર્વે જાય છે. )

# અંક ૩ જો.

—×✻×—

## પ્રવેશ ૭ મો.

**સ્થળ**—આયશા દેવીનો રોજો.

**પાત્ર**—જગતસિંહ-ઉસ્માનખાંન અને પાછળથી હિંદુ મુસલમાન સમુહના ટોળા.

**જગતસિંહ**—નવાબ સાહેબ રાજ્યકિય બાબત જવા દઇએ તો હવે માહારા અને આપના વચ્ચે કશો પણ અવરોધ રહે તેમ નથી આયશા દેવી જગતનું મહા સૌંદર્ય અને રમણી રત્ન એજ તમારા હૃદયમાં માહારા પ્રત્યે વૈરની ભાવના ઉત્પન્ન કરવાનું કારણ હતું જોકે તેમા આપની માન્યતા સત્ય ન હતી તોપણ જેમ દરે એક વ્યક્તી એકજ પ્રકારના વિચાર કરી નશકે તે પ્રમાણે આપની અમર આશા માહારા મૃત્યુ પાછળ ત્રપ્ત થાય તેવી આપની માન્યતા હતી. અને તે ખરી નહતી. કારણકે આયશા દેવીના સ્વર્ગીય વિચારો કદિ પણ ડગમગે તેવા નહતા, તેઓ આપના હૃદયમાં પ્યારનું પાત્ર હતા ત્યારે તેના હૃદયમાં પ્યારના પાત્ર તરીકે આક્ષુતદદેહ કોતરાયેલો હતો. વળિ આપ સારી પેઠે જાણો છોકે તેમાં માહારો યત્કિંચીત પણ દોષ નહતો

માહારો પ્યાર મેં ત્રિલોત્તમાને અર્પણ કર્યા પછી તે ચીજ જ માહારી પાસે હતી નહીં કે હું બીજાને આપી શકુ. પરંતુ દેવી આયશાના હૃદયમાંથી હું નિકળી શકું તેવી કોઈ શક્તી માહારામાં હતી નહીં. છતાં આપ એવું ધારતા હતા કે જો હું મરણ પામુ તો તેમનો પ્યાર આપને મળે આપના આ ખોટા નિશ્ચયથીજ માહારો નાશ કરવાનો આવેશ આપને પ્રાપ્ત થયો હતો. માહારી હસ્તીનો નાશ થતાં દેવી પુનઃ પ્રેમનુ પાત્ર શોધવા નિસરે અને તેમાં તે તમને સ્થાન આપે આ આપના હૃદયમાં વિકસેલી સ્ફુર્ણા જોકે બિજ વિનાની ખેતી કરવા જેવું હતું છતાં પણ તેમા હું આપને દોશયુક્ત નથી કેહેતો કારણ કે મનુષ્ય જીન્દગીના છેલ્લા શ્વાસ સુધી આશાત્રષ્ણાને વિદારી નથી જ શકતો હવે નવાબ સાહેબ આપણા વચ્ચેની મીત્રતામાં કાંઇ પણ વિઘ્ન આવે તેવું રહેલું નથી.

**ઉસ્માનખાંન**—યુવરાજ જગતસિંહ હિંદુઓમાં જેને દેવતા કહે છે મુસલમાનોમા જેને ફિરસ્તા કહે છે તેવો જીવ એક આયશા દેવીનો હતો આ જગતમાં તેની જોડી હોવી મુસ્કેલ છે તેના પવિત્ર પ્રેમની સિમા અને ઉચ્ચ કોટીના નિશ્ચય મેં કદિ જોયા નથી પ્રેમનો મહાન મતભેદ હોવા છતાં અવિચ્છાન મમતા અને આ મૃત્યુ લોકમાંતો શું પરંતુ સ્વર્ગમા પણ નજ હોઇ શકે તેવી પવિત્રતા હાય ! માહારૂં હૃદય ભરાઇ જાય છે તેણીના સદગુંણના વિચારોના ઉભરા મને દબાવી નાંખે છે કુમાર માહારી આશા નિર્થક હતી તેવું તો મને પણ લાગતું હતું પરંતુ

મનુષ્યનો અને તેમા પણ રાજાનો સ્વભાવ હમેશાં ત્રષ્ણાથી તપેલોજ રહે છે અને એજ પ્રમાણે મમતમા મેં પણ આશા બાંધી હતી પરંતુ માહારો અગર આપનો અંત આવતા પહેલા દુનિયાના તેજસ્વી અને પવિત્ર નુરનો નાશ થઈ ગયો છે જેમ હવે આપણા વેરનું કારણ રહેલું નથી તેમ હવે માહારા મા દૈવત પણ ક્યાં છે ? માહારૂં જોર, માહારી સત્તા, માહારી સંપત અને સરવસ્વ દેવીની સાથેજ નાશ પામ્યું છે કુમાર હવે હું ઓડિસાનો નવાબ નથી પણ દેવીનો મુજાવર ફકિર છું આ દુનિયાદારીનો દેખાવ છેતરનો છે. રાજ્યની લગાંમ સુલેમાનને આપી આ રોજાના બાગને માહારી સ્વર્ગીય ભૂમીકા સમજી અંહિયાજ રહીશ, મુસાફર ફકિર અમીર જે આવશે તેની પાસે દેવીની તારિફના ગીતો ગાઇશ તેના સ્વર્ગીય આદેશો ઉત્સાહથી વર્ણવી આનંદ માનીશ હવે માહારે આપની સાથે કે આ જગતની સાથે કાંઇ લેવા દેવા નથી જગત માહારૂં નથી તો હું જગતનો શી રીતે થાઉ? આયશા જગતમાંથી ગઇ હવે! હવે ખલાસ.

(દ્વારપાળ પ્રવેશ કરે છે).

**દ્વારપાળ**—નામદાર જો રજા હોયતો દરવાજા ખુલ્લા કરૂં કારણકે લોકો અંદર આવવાને બહુજ ઉતાવળ કરે છે હજારો હિંદુ અને લાખો મુસલમાનો આવેલા છે અને જયના પોકારો કરી રહેલા છે.

